# : અનુક્રમ :

## પ્રકરણ ૧ લું

## ભાગ્યનું વરદાન

દક્ષિણ ભારતની સુરમ્ય પર્વતમાળાઓથી શોભતી અને સદાય પ્રસન્ન ગભીર ભાવે વહેતી ગોદાવરીના ગીતધ્વનિથી મુખરિત બનેલા પ્રદેશમાં દેવશાલ નગરી ઇન્દ્રની અલકા સમી શોભી રહી છે.

દેવશાલ નગરીમાં રહેતા લોકો સર્વ વાતે સુખી અને સાધન સંપન્ન છે. જનતાનું આરોગ્ય જળવાતું હોય છે કારણ કે ખાનપાન અને ઋતુને અનુકૂળ રીતે જીવવાના નિયમો લોકોના હૃદય સાથે વણાઈ ગયા છે.

જે રાષ્ટ્રમાં, પ્રદેશમાં કે નગરીમાં અનીતિ હોય, અન્યાય હોય, અસદ્‌વ્યવહાર હોય, સદાચાર અને સંયમનો અભાવ હોય તે સ્થળે રહેતી જનતા પાસે કદાચ કુબેરના ભંડારો ભર્યા હોય તો પણ ત્યાં દુઃખ, રોગ, વેદના અને વ્યથાના અટ્ટહાસ્ય નાચતા હોય છે. ધનવાન અને નિર્ધન વચ્ચે સમભાવ હોતો નથી. એક બાજુ અમીરીનો વિલાસ રંગે ચડ્યો હોય છે, તો બીજી બાજુ ગરીબીના નિઃશ્વાસ ખળભળતા હોય છે.

દેવશાલ નગરીમાં જનતાને કોઈ પ્રકારનો પરિતાપ હતો નહિ. લોકો સુખી હતા, સદાચારી હતા અને ધર્મ પ્રત્યે અપૂર્વ શ્રદ્ધાવાળા હતા.

જ્યાં ધર્મ પ્રત્યે અપૂર્વ શ્રદ્ધા હોય છે ત્યાં દુઃખ પણ સુખનં જ ભૂમિકારૂપ બની જતાં હોય છે. અને જ્યા ધર્મ પ્રત્યે તિરસ્કાર હોય છે ત્યાં સુખની ગમે તેટલી છોળો રમતી હોય, છતાં તે દુઃખનં ભૂમિકા સરજે છે.

દેવશાલ નગરી આસપાસનાં શતાધિક ગામોની કામધેનુ સમ હતી નગરીની ભવ્ય અને સુંદર ગણાતી વીસ બજારો હતી, બાર ચોક હતા; અને ઉદ્યોગ, કારીગરી તથા કલાની અનેક સંસ્થાઓ હતી.

દેવશાલ નગરીના લોકો મોટે ભાગે ઉદ્યોગપ્રિય હતા હાથ કારીગરીની અનેક વસ્તુઓ નિર્માણ થતી હતી પરંતુ સારાયે ભારતવર્ષને આકર્ષે એવી પાચ વસ્તુઓ દેવશાલ નગરીની જનતાએ છત્ર માફક જાળવી રાખી હતી.

એ પાંચ વસ્તુમાં નૃત્ય અને સગીતનું શિક્ષણ દેવશાલ નગરી જેવું સમગ્ર ભારતમા કોઈ સ્થળે અપાતું નહોતુ. દેવશાલ નગરીમાં નૃત્ય અને સંગીતશાસ્ત્રના નિષ્ણાતો હતા, ધડવૈયા હતા અને સયોજકો પણ હતા.

દેવશાલ નગરીની બીજી વસ્તુ વખણાતી હતી, મહાર્ઘવીણા. આવી વીણા બનાવનારા કારીગરો સારાયે ભારતમાં અન્ય કોઈ સ્થળે નહોતા. આથી દેવશાલ નગરીમાં બનેલી વીણા સમગ્ર ભારતમાં પ્રચલિત બની હતી.

ત્રીજી વસ્તુ હતીઃ કૌશેયના કમરપટ્ટકનું નિર્માણ દેવશાલનગરીના કારીગરોના હાથે તૈયાર થતા કૌશેય કમરપટ્ટકો દેશાન્તર સુધી જતા હતા અને અનેક દેશની નવયૌવનાઓનાં મનને પ્રસન્ન કરતા હતા.

ચોથી વસ્તુ હતી દેવશાલ નગરીની ચિકિત્સા પદ્ધતિ. ભારતના અન્ય પ્રદેશોમાંથી અનેક વૈદ્યો અનુભવ લેવા, અભ્યાસ વધારવા અને ચિકિત્સાની શાસ્ત્રીય દૃષ્ટિ સમજવા દેવશાલમાં આવતા હતા.

અને પાંચમી વસ્તુ હતી. દેવશાલ નગરીની રત્નબજાર. આ બજારમાં હજારો કારીગરો હીરા, માણેક, મોતી, પન્ના, નીલમ, વૈડૂર્ય, પ્રવાલ પુષ્પરાજ, મણિ વગેરે રત્નોના અલંકારો બનાવતા અને એટલી સૂક્ષ્મ કલામય નકશી તથા જડતરની રેખાઓ દોરતા કે સારાયે ભારતમાં દેવશાલની રત્નાભરણની કારીગરી ખૂબ જ વખણાતી હતી.

આમ, દેવશાલ નગરીની જનતા સુખી હતી. લોકોમાં જૈન, શૈવ, શાક્ત વગેરે ધર્મો પ્રચલિત હતા. પરંતુ ધર્મના કારણે કોઈ પ્રકારનો વિખવાદ ઊભો થતો નહિ. દરેક માણસ પોતાના અંતરની શ્રદ્ધા વડે ધર્મને માનતો હતો અને ધર્મકાર્યને જીવનનું પરમ મંગલ કર્તવ્ય સમજતો હતો.

આર્યસંસ્કૃતિએ યોજેલી વ્યવસ્થાનુસાર રાજ્ય પણ ધર્માશ્રિત હતું. દેવશાલ નગરીનો રાજા વિજયસેન કુળધર્મે જૈન હતો, પરંતુ અન્ય સર્વ ધર્મ પ્રત્યે આદરભાવ રાખતો હતો.

રાજના નિયમો, રાજના કાનૂનો, રાજની આજ્ઞાઓ વગેરે ધર્મને કોઈ પણ રીતે કલુષિત કરનારાં હતા જ નહિ. કારણ કે માનવી માત્રના જીવનનો સાચો પ્રકાશ કેવળ ધર્મ જ હતો. એ પ્રકાશને રૂંધવામાં આવે તો માનવતા જ રૂંધાઈ જાય અને જનતાના પ્રાણમાં પાપ, ભોગવિલાસ અને અન્યાયાચરણનો ચસકો ઊભો થાય.

જે રાજ્યમાં ધર્માશ્રિતપણાનો અભાવ હોય છે, તે રાજ્યમાં સુખ, સમૃદ્ધિ અને શાંતિનો સર્વદા અભાવ હોય છે.

દેવશાલ નગરીનો રાજા વિજયસેન ધર્મશીલ હતો. તેની રાણી દેવી શ્રીપતી પણ ગુણવતી, શીલવતી અને ધર્મ પ્રત્યે અનન્ય શ્રદ્ધા રાખનારી હતી.

દેવશાલના રાજા વિજયસેનનું રાજભવન નગરીની દક્ષિણે આવેલું હતું. અને રાજકાર્ય માટેનો રાજદરબાર નગરીની મધ્યમાં આવેલો હતો.

જેમ ગૃહસ્થ જીવનની જવાબદારી પછી તે નાની હોય કે મોટી હોય, સુખ અને દુઃખથી ભરેલી હોય છે, તેમ રાજસંચાલનની જવાબદારી પણ કંટકની શય્યામાં પડેલા સુખ જેવી હોય છે

કાંટા વચ્ચે રમેલા ગુલાબનાં ફૂલ લેવા જતા કોઈ વાર કંટક પણ ચૂમી જતો હોય છે, એ જ ન્યાયે સસારમા સુખનો આસ્વાદ માણવા જતા દુ:ખરૂપી વૃશ્ચિકોના ડંખ પણ સહવા પડે છે.

છતાં આમા એક અપવાદ રહેલો હોય છે ગૃહસ્થ, કે જે રાજસંચાલક ધર્માશ્રિત, સંતોષી અને સમભાવી હોય છે તે દુ:ખરૂપી વૃશ્ચિકોથી બચી જાય છે ખરી રીતે તો આવા માણસોને સુખમાય દુઃખ દેખાતું હોય છે કારણ કે સંસારનાં સુખો અ તે તો દુ ખનાં જ મૂળરૂપ પુરવાર થતાં હોય છે

દેવશાલ નગરીનો રાજા વિજયસેન સંતોષી, ધર્મપ્રેમી અને સમભાવી હતો, એટલે તે દરેક વાતે સુખી હતો. એનુ રાજ્ય અતિ વિશાળ નહોતુ અને વિજયસેનને અન્યનું રાજ્ય હસ્તગત કરીને પોતાનુ રાજ્ય વિશાળ બનાવવાનો લોભ પણ નહોતો. તે માનતો હતો કે કોઈનુ સુખ છીનવી લેવાથી આપણને કદી સુખ મળતું નથી.

અને તેના આવા સ્વભાવને કારણે તેણે પોતાની પ્રજા પર ખાસ વધુ કહી શકાય એવાં કરભારણ પણ લાદ્યાં નહોતા રાજ ચલાવવાની વ્યવસ્થા પૂરતો જ કર લેવામાં આવતો હતો અને તે કોઈ પણ સંયોગોમા જનતાની આવકના દસમા ભાગથી વધારે થતો નહિ.

અને તેમાંય બ્રાહ્મણો, મુનિઓ, સાધુઓ, અછૂતો અને એવા વર્ગો તો સંપૂર્ણ કરમુક્ત હતા.

અને જેની પાસેથી કર લેવામાં આવતો હતો, તેના પર કર વસૂલાત માટેનાં વિરાટ તંત્રો પણ રચવામાં નહોતા આવ્યાં. લોકો સ્વેચ્છાએ જ કર આપી જતા હતા. એ માટે રાજકર્મચારીઓ લોકોના ચોપડા ફેંદતા નહોતા કે લોકોના ખળામાં ચોકિયાતો રાખતા નહોતા.

આમ, વિશ્વાસ અને શ્રદ્ધાનો પાયો દૃઢ હોવાથી લોકોમાં પણ નીતિનું ધોરણ ઘણું ઊંચું હતું.

દેવશાલ રાજ્યના કર્મચારીઓ સમજતા હતા કે જનતા પર વિશ્વાસ ગણવામાં આવે તો જનતા કદી અન્યાયના પગલાં ભરવા તૈયાર થતી નથી

રાજા વિજયસેનનો રાજમહેલ વિશાળ હતો રાજમહેલ ફરતા વિશાળ ઉપવનમાં એક સરોવર હતું અને એ સરોવરની મધ્યમાં એક જિનપ્રાસાદ બંધાવવામા આવ્યો હતો

આ જિનપ્રાસાદમાં જવા માટે નૌકાનો જ ઉપયોગ કરવો પડતો હતો અને રાજા, રાણી તથા તેનાં બંને બાળકો હંમેશ સવારે જિનપૂજા અર્થે જતા હતાં જયસેન નામનો પુત્ર બાર વર્ષનો હતો. અને કલાવતી નામની કન્યા નવ વર્ષની હતી છતાં બંનેના બાળ હૃદયમાં ધર્મની જ્યોત પ્રગટી ચૂકી હતી.

બાળકોના વિકાસ માટે અને બાળકોના જીવનકલ્યાણ માટે તેનાં માબાપો જ માર્ગ અંકિત કરનારાં હોય છે જે માબાપો ધર્મથી દૂર રહેતાં હોય વિલાસી જીવન જીવતાં હોય, અને કેવળ દેહસુખમાં જ

જીવનનું સર્વસ્વ જોતાં હોય, તેનાં બાળકો બહુધા ચારિત્ર્યહીન અને દૂષણોના અવતાર સમા જ હોય છે.

વિજયસેન રાજા અને દેવી શ્રીમતી હમેશ બંને બાળકોને સાથે લઈને જિનપૂજન અર્થે જતા હતાં. આથી બને બાળકોના હૃદયમાં પણ ભગવાન શ્રી જિનેશ્વરદેવની ભક્તિ જડાઈ રહી હતી.

રાજા-રાણી જિનપ્રાસાદમા બિરાજતા ભગવાન શ્રી મુનિસુવ્રત સ્વામીની પ્રતિમાને દૂધ વડે, જળ વડે, સુગંધી દ્રવ્યથી નિર્મિત કરેલા અર્ક વડે પ્રક્ષાલન કરતા. કેસર, ચંદન, બરાસ આદિ વડે પૂજા કરતાં ઉત્તમ પુષ્પો ચડાવતા.. બંને બાળકો પણ એ જ પ્રમાણે પૂજા કરવામાં આનંદ અનુભવતા હતા.

રાજમહેલના સરોવર વચ્ચે આવેલો આ શ્રી જિનપ્રાસાદ માત્ર રાજપરિવાર પૂરતો મર્યાદિત નહોતો આ સ્થળે અસંગદ્વાર હતા. કોઈ પણ પ્રજાજન ભગવાનની પૂજા માટે, શ્રી મુનિસુવ્રત સ્વામીના દર્શન ધેં રોકટોક વગર નિર્ભયતાથી આવી શકતો હતો.

વિજયસેને પોતાના બને બાળકોના અભ્યાસની પણ ઉત્તમ વ્યવસ્થા કરી હતી. રાજના ઉત્તમ કલાચાર્યો શિક્ષણ આપતા હતા. અને તેની સાથે સંસાર, સંસ્કૃતિ, ધર્મ અને કર્તવ્યનું પણ પૂર્ણ જ્ઞાન મળે તેની યોજના હતી.

માત્ર અમુક જ પ્રકારનું શિક્ષણ આપીને લોકોને કેવળ જ્ઞાનના નામે ગુલામ બનાવવા એવી કોઈ દષ્ટિ કોઈ પણ સ્થળે ત્યપાતા શિક્ષણ-જ્ઞાનમા હતી જ નહિ.

બાર વર્ષનો જયસેન ગણિતમાં, શસ્ત્રક્રિયામાં, વ્યાકરણમાં, નીતિમાં અને ધર્મદષ્ટિમાં રસપૂર્વક શિક્ષણ લેતો હતો.

એ જ રીતે કલાવતીને પણ આર્ય સ્ત્રીઓને જે ઉપયોગી હોય તે પ્રકારનું વ્યાવહારિક, નૈતિક અને ધાર્મિક જ્ઞાન અપાતું હતું.

સ્ત્રી અને પુરુષ બનેના વ્યાવહારિક જ્ઞાનના માર્ગ જુદા રચવામાં આવ્યા હતા: પરંતુ નૈતિક, આધ્યાત્મિક અને ધાર્મિક જ્ઞાનના કલ્યાણ માર્ગમાં અભિન્નતા હતી.

આર્ય સંસ્કૃતિએ સરજેલા જ્ઞાનમાર્ગમાં સ્ત્રીઓ પરમ કલ્યાણમયી ગૃહિણીઓ અને ચારિત્ર્યવાન પ્રજા આપનારી માતાઓ બની શકતી હતી.

પુરુષો વેપાર, રાજકાર્ય, વ્યવહાર અને રાષ્ટ્રના હિતનું જ્ઞાન પ્રાપ્ત કરતા હતા. તેઓ કુશળ અને નિરુપદ્રવી ગૃહસ્થ બની શકતા હતા, પ્રમાણિક વેપારી બની શકતા હતા, સત્ત્વશીલ રાજકર્મચારી પણ થઈ શકતા હતા.

આમ, નર-નારના જ્ઞાન માર્ગો વ્યવહારની દૃષ્ટિએ ભિન્ન હોવા છતાં એકબીજા માટે પૂરક બની રહેતા. આથી સંસારજીવનમાં કોઈ કલહનો સંભવ હતો નહિ ગૃહજીવન સુખરૂપ અને ધર્મમય રહેતું હતુ.

યુવરાજ જયસેન અને રાજકન્યા કલાવતી પ્રત્યે કેવળ રાજ-પરિવારને જ પ્રેમ હતો તેમ નહોતું. દેવશાલ નગરનો એક અદનો પ્રજાજન પણ રાજાનાં બને બાળકો પ્રત્યે પ્રેમ અને મમતા રાખતો હતો.

દેવશાલ નગરીના સર્વોત્કૃષ્ટ ગણાતા સંગીતાચાર્ય અને નૃત્યાચાર્ય શ્રી મનોજ શાસ્ત્રી રાજકન્યા કલાવતીને સગીત અને નૃત્યનુ શિક્ષણ આપતા હતા મનોજ શાસ્ત્રી સિત્તેર વર્ષના વયોવૃદ્ધ હતા, પરંતુ તેઓની કાયા અને શક્તિ અજોડ ગણાતાં. તેઓ જ્યારે નૃત્યાભિનય કરતા ત્યારે કોઈ પણ નૃત્યકાર એમની આગળ ટકી શકતો નહોતો.

શ્રી મનોજ શાસ્ત્રીએ કલાવતીનાં ચરણમાં, નયનોમાં અને વાણીમા કલાની દેવી સમાં સરસ્વતીના દર્શન કર્યાં હતાં. તેઓ 'રાજા-રાણીને અવારનવાર કહેતા કે, આ મારાં નાની મા કલાની સામ્રાજ્ઞી બનશે.. એનું નામ ખરેખર સાર્થક કરશે '

નવ વર્ષની કલાવતી જ્યારે નિયત સમયે ગુરુ સમક્ષ નૃત્યાભિનયનો અભ્યાસ કરતી, ત્યારે એમ જ લાગતું કે કુમારી સરસ્વતી જ આજે બાળરૂપ લઈને આ રાજભવનમા નૃત્ય કરી રહ્યા છે.

અને સગીતમાં પણ કલાવતી ખૂબ જ રસ લેતી હતી. હજુ તે નવ વર્ષની બાલિકા હતી, છતા તે ઉત્તમ અને ગહન ગણાતા રાગની આરાધના કરી શકતી હતી.

ભગવાન શ્રી જિનેશ્વરદેવના મંદિરમાં તે પોતાનાં માતા-પિતા સાથે દર્શનાર્થે જતી ત્યારે શ્રી મુનિસુવ્રત ભગવતની સન્મુખ ભાવપૂર્ણ નૃત્ય પણ કરતી.

જીવનની ઉત્તમમા ઉત્તમ કલા, જીવનની ઉત્તમમાં ઉત્તમ ભાવના અને પોતા પાસે હોય તેમાંની ઉત્તમોત્તમ સામગ્રી ભગવત સમક્ષ નૈવેદ્યરૂપે ધરવી જોઈએ એવી જ્ઞાનયુક્ત અર્પણ-ભાવના જો બાલ્યકાલથી જ બાળકોના હૃદયમાં પોષવામા આવે તો તેઓ પોતાના જીવનમાં કોઈ પણ પ્રકારના દુઃખથી ગભરાતાં નથી અને અંતરમાં ત્યાગની રેખાઓ દૃઢ બનાવી શકે છે.

અને જૈન પરિવારોમાં આવી દૃષ્ટિ સહજ સ્વરૂપે વિકસતી હોય છે. આ દૃષ્ટિનો જે દિવસે હ્રાસ થવા માંડે છે તે દિવસે એ પરિવાર-માંથી જૈનત્વ પણ વિદાય લેવાની શરૂઆત કરે છે.

આમ, ઉત્તમ સંસ્કારો વચ્ચે, ઉત્તમ વિચારો વચ્ચે, ઉત્તમ કુળ વચ્ચે અને ઉત્તમ માતા-પિતાની છાયામાં ઉછરી રહેલાં બંને બાળકો

કુમાર જયસેન અને રાજકન્યા કલાવતી ક્રમશઃ સત્તર અને ચૌદ વર્ષની વયે પહોંચી ગયાં.

જયસેન તો સત્તર વર્ષની વયે અડાભીડ નવજવાન જેવો જણાતો હતો. શસ્ત્રવિદ્યામાં પારંગત થઈ ગયો હતો અને રાજનીતિશાસ્ત્રનો પણ માહિતગાર બની ગયો હતો.

ચૌદ વર્ષની ઉમરે પહોંચેલી કલાવતી પણ નવયૌવનનાં સાત્વિક તેજકિરણો પાથરી રહી હતી.

કાયામાં યૌવનનો પ્રવેશ એ પણ કાયાનો એક મહાકલ્પ ગણાય છે એ કાળે માત્ર નયનોમાં ગુલાબી રેખાઓ જ નથી ઊભરાતી, માત્ર શરીરમાં ગુલાબી રક્તની ચમક જ નથી દોડતી. પરંતુ મન અને અંતર પણ ગુલાબી ભાવનાઓથી સભર બને છે.

યૌવનનો પ્રારંભકાળ એક એવો પરિવર્તનકાળ છે કે એમાં પ્રવેશ કરતો માનવી સાવધ ન હોય, સંસ્કારી ન હોય કે જ્ઞાની ન હોય તો યૌવનનો એક જ હિલોળ એને કયાંય ફેંકી દે છે.

વૈદ્યોની ઉત્તમ અને તેજસ્વી માત્રાઓ પચાવવી સહેલી હોય છે, પરંતુ યૌવનને પચાવવું એ ભારે કઠિન કામ ગણાય છે.

કલાવતીનું હૃદયબળ અપૂર્વ હતું. સંસ્કારબળ પણ અનોખું હતું તે યૌવનના પ્રથમ તરંગોને પચાવી શકતી હતી. કદી તેના મનમાં નબળી કલ્પનાઓ આવતી નહિ.

એક તો રાજકન્યા, અપૂર્વ રૂપ, પ્રથમ યૌવન અને સૌંદર્યશાળી દેહ—આ બધું હોવા છતાં તેની પાસે મોટામાં મોટી સંપત્તિ હતી. તે ધર્મ અને ચારિત્ર પરની પ્રીત—શ્રદ્ધા .

ભાઈ—બહેન વચ્ચેની મમતા ઉત્તરોત્તર વધતી જ જતી હતી. ભોજનમાં ભાઈ વગર બહેન ન જમે, બહેન વગર ભાઈ ન જમે.

કોઈ પણ અલંકાર કે વસ્તુ નવી આવી હોય તો જયસેન સૌથી પ્રથમ બ્હેનને અર્પણ કરે.

સાત્વિક સ્વભાવના આવાં બને સંતાનોને જોઈને માતા-પિતાની આંખો સદાય ઠરતી હતી.

ખરેખર, આવાં સંતાનો પ્રાપ્ત થવાં એ પણ ઉત્તમ ભાગ્યનું જ વરદાન હોય છે.

ધન હોય, રાજ હોય, સત્તા હોય, વૈભવ હોય.. પરંતુ ઉત્તમ ગુણોવાળા સંતાનો ન હોય તો માબાપના પ્રાણમાં ભારે વેદના થતી હોય છે.. એમની આંખો સદાય વેદનાની વ્યથામાં જલતી રહે છે.

રાજા વિજયસેન અને રાણી શ્રીમતીને આવી કોઈ વેદના સ્પર્શ પણ કરતી નહોતી

એક દિવસ રાજા વિજયસેન પોતાની પ્રિયતમા શ્રીમતી સાથે રાજભવનના ઉપવનમાં વાતો કરતા બેઠા હતા. સંધ્યાના અંતિમ કિરણો વિદાય લેવાની તૈયારીમાં હતા; અને વાતવાતમાં શ્રીમતીએ કહ્યું 'સ્વામી, આપણી કલા ચૌદ વર્ષની થઇ ગઈ છે!'

'શું એટલીયે મને ખબર નહિ હોય?' કહી વિજયસેન હસ્યો.

'વયની તો આપને ખબર છે...પરંતુ આપણી કલા માટે યોગ્ય વર શોધવો પડશે એ આપને ક્યાં ખબર છે?' શ્રીમતીએ કહ્યું.

આ શબ્દો સાંભળીને રાજા વિજયસેન ગંભીર ભાવે પત્ની સામે જોઈ રહ્યો. એના મનમાં થયું, જે રત્ન આપણું છે, તે ખરેખર પરાયું જ છે

'દેવી!...કલાને જોઉં છું ને મને એમ જ લાગે છે કે હજી તે આપણી સામે નાચતી કૂદતી નાની બાળા જ છે આપણા ઘેરથી તેને એક દિવસે જવાનું છે એવી કલ્પના પણ મને આવતી નથી,'

દેવી શ્રીમતીએ કહ્યુ: 'કલ્પના આવે કે ન આવે...પરંતુ આપણું કર્તવ્ય તો આપણે બજાવવું જ પડશે આપણી કલા દરેક રીતે સુખી થાય એવું ઘર આપણે શોધવું જોઈએ. આપ આ માટે યોગ્ય પ્રબંધ કરજો.'

'આવતી કાલે જ હું મુખ્ય મન્ત્રીને બોલાવીને તેની વ્યવસ્થા કરીશ.' રાજાએ કહ્યુ.

આ વાતો ચાલતી હતી ત્યા કલા અને જયસેન આવી પહોચ્યાં. માતાપિતાને નમસ્કાર કરીને એક આસન પર તે બન્ને બેસી ગયા.

રાજાએ પોતાની પ્રિય કન્યા સામે જોયુ. તેના મનમાં થયું: શુ આ કન્યારત્ન પરાયું બનશે?

હા...એમાં કોઈ વિકલ્પ નથી. ભારતીય સંસ્કૃતિએ રચેલી સુંદર સમાજવ્યવસ્થા આ રીતે પણ ત્યાગપ્રધાન જ છે

માતાએ કન્યા સામે જોઈને કહ્યુ: 'કલા, તું કયાં ગઈ હતી?'

કલાવતીએ કહ્યુ: 'આર્ય મનોજ શાસ્ત્રી આવ્યા હતા એટલે તેમના પાસે સંગીતની આવૃત્તિ કરતી હતી.'

રાજા વિજયસેને કહ્યું: 'તુ તો કહેતી હતીને કે નૃત્ય સંગીતનો કંઈક ઉત્સવ થવાનો છે!'

હા પિતાજી, પૂર્ણિમાની રાતે જ ઉત્સવ થવાનો છે. એની વ્યવસ્થા આપણા ભવનમાં જ કરવાની છે. આર્ય મનોજ શાસ્ત્રીની લગભગ સોએક શિષ્યાઓ એકત્ર થશે અને આ ઉત્સવમાં મનોજ શાસ્ત્રી તથા અન્ય વિદ્વાનો પરીક્ષા લેશે.'

'તો તો ભવનના નૃત્યમંચને આજથી જ તૈયાર કરાવવો પડશે. પૂર્ણિમાને તો હવે માત્ર ચાર જ દિવસ રહ્યા છે.' દેવી શ્રીમતીએ કહ્યુ.

'હા મા, હુ આપને એ અંગે જ વિનંતિ કરવા આવી છું.'

રાજાએ હસતાં હસતાં કહ્યું: 'દીકરી, વિનંતિ કરવાની ન હોય ..'

કલા પિતાજીના સૌમ્ય વદન સામે પ્રશ્નભરી નજરે જોઈ રહી.

રાજાએ કહ્યું: 'દીકરીને આજ્ઞા કરવાનો અધિકાર છે.'

આ સાંભળીને કલા અને જયસેન હસી પડયાં.

દેવી શ્રીમતીએ પણ આછા હાસ્ય સહ કહ્યું: 'એ અધિકાર હવે કેટલા દિવસ...?'

વચ્ચે જ રાજાએ કહ્યું: 'દેવી...! કન્યાનો અધિકાર પતિગૃહે ગયા પછી પણ એવો ને એવો જ રહે છે, બલ્કે વધે છે.'

કલાવતી માત્ર આટલી નાની વાતમા સઘળું સમજી ગઈ. તેના મનમાં થયું કે માબાપને જણાવી દઉં, હું આપનાં ચરણોનો ત્યાગ કરીને ક્યાંય જવાની નથી

પણ તે બોલી શકી નહિ.

જયસેન બહેન સામે ભાવભરી નજરે જોઈ રહ્યો. તે પણ આ નાની વાતનો મર્મ સમજી ગયો હતો અને બહેનને આ ઘર છોડવું પડશે એવી કલ્પના આવતાં તેના વદન પર પણ વેદનાની એક હળવી રેખા ઉપસી આવી હતી.

## પ્રકરણ ૨ જું

## તામ્રચૂડ

મહારાજા વિજયસેને પત્ની સાથે થયેલી વાતના અનુસંધાનમાં વળતે જ દિવસે મુખ્ય મંત્રીને બોલાવી તેની સાથે વિચારણા કરી, પોતાની કન્યા માટે સુયોગ્ય અને સંસ્કારી રાજકુમારની તપાસ માટે લગભગ દસ પંડિતોને જુદા જુદા સ્થળે રવાના કરવાની આજ્ઞા આપી દીધી

રાજાએ દસેય ગણમાન્ય અને વિદ્વાન પંડિતોને બોલાવીને એ પણ ભલામણ કરી કે, 'આપને જે રાજકુમાર પસંદ પડે તેનું ચિત્ર સાથે લેતા આવજો. રાજ નાનું હોય તો ચિંતા કરશો નહિ પાત્ર અને ખાનદાનીનો સવાલ મુખ્ય રાખજો, અને પાત્રની વરણીમાં પણ ગુણ, ચારિત્ર્ય, આરોગ્ય અને સ્વભાવની પરીક્ષા પહેલી કરજો'

રાજાની આ ભલામણ ખૂબ જ વ્યવહારુ અને હિતકારી હતી કેવળ ધન-સંપત્તિ અને સમૃદ્ધિ વડે અંજાઈ જનારા મા-બાપો ઘણી વાર છેતરાતાં રહે છે અને પોતાની પ્રિય કન્યાને સુખનું સ્વપ્ન આપવા જતાં દુ:ખોનો દાવાનળ આપી દેતા હોય છે.

મા-બાપો એમ માનતા હોય છે કે સંપત્તિ અને સમૃદ્ધિ એ જ સાચું સુખ છે પરંતુ તેઓ એ સાવ નથી વિચારતાં કે બધાં દુ:ખોનું મૂળ ધનના ઢગલામાં જ છુપાયું હોય છે.

રાજાએ એ પણ સૂચના કરી કે, આ તપાસ ખાનગી રાખજો. કોઈ પણ સંયોગોમા ક્યાય પણ પ્રગટ થવા દેશો નહિ

પંડિતો ખાતરી આપીને વિદાય થયા અને તેઓએ પોતાના પરિવારને પણ ન જણાવ્યું કે, પોતે ક્યા કાર્ય ખાતર પ્રવાસે જઈ રહ્યા છે.

પંડિતોને મોકલવાનું કાર્ય પૂરું થયું કે તરત પૂર્ણિમા આવી ગઈ.

રાજભવનમાં આવેલા ભવ્ય રંગમંડપમાં નૃત્યપરીક્ષા અંગેની તમામ પૂર્વતૈયારી થઈ ગઈ હતી.

આચાર્ય મનોજ શાસ્ત્રી અને બીજા ગણુમાન્ય નૃત્યાચાર્યો પરીક્ષક તરીકે પોતાના સ્થાને બેસી ગયા.

રાજા વિજયસેન, રાણી, કુમાર, મંત્રીઓ, પ્રતિષ્ઠિત નગરજનો વગેરેથી રંગમંડપનું પ્રેક્ષકસ્થાન ભરાઈ ગયું.

લગભગ સોએક કન્યાઓ નૃત્યની પરીક્ષા આપવા વસ્ત્રાભૂષણુથી સજ્જ થઈને તૈયાર થઈ ગઈ હતી. રાજકન્યા કલાવતી પણુ એમના હતી

નૃત્યમંચના બને ખૂણામા વિવિધ પ્રકારનાં વાદ્યો લઈને વાદ્યકારો ગોઠવાઈ ગયા હતા.

વયોવૃદ્ધ આચાર્ય મનોજ શાસ્ત્રીએ ઊભા થઈ કલા, સંસ્કાર અને સાહિત્યની અધિષ્ઠાત્રી દેવી સરસ્વતીની પ્રાર્થના કરી અને આજની નૃત્યપરીક્ષા અંગે સર્વ શ્રોતાજનોને પરિચય આપ્યો.

ત્યાર પછી નૃત્ય વિદ્યાર્થિનીઓની નૃત્યપરીક્ષા શરૂ થઇ.

નૃત્યનાં આઠેય અંગો: લય, તાલ, ભાવ, મુદ્રા વગેરે સહિત કુમારિકાઓએ ક્રમવાર નૃત્યપરીક્ષા આપવા માંડી.

રાત્રિના છેક ત્રીજા પ્રહર પર્યંત આ કાર્યવાહી ચાલી. સાવનૃત્યનો અભિનય બધા પ્રેક્ષકોના દિલને ડોલાવી ગયો હતો.

નૃત્યપરીક્ષા પૂર્ણ થયા પછી બે કુમારિકાઓ સર્વશ્રેષ્ઠ તરીકે જાહેર થઈ એક, રાજકન્યા કલાવતી અને બીજી, દ્વીજકન્યા સુહાસિની.

એ સિવાયની બધી કન્યાઓ પરીક્ષામાં ઉત્તીર્ણ થયેલી જાહેર થઈ, પરન્તુ સર્વશ્રેષ્ઠ તરીકે નૃત્યમંગલા તરીકેનુ પદગૌરવ બેમાંથી કોને આપવું એ એક પ્રશ્ન ઊભો થયો.

પરીક્ષકોની સર્વ સંમતિથી બંને બાળાઓને ફરી વાર નૃત્યમંચ પર લાવવામાં આવી અને પૂજારિણી નૃત્યમાં જે શ્રેષ્ઠ આવે તેને નૃત્ય મંગલાનુ પદગૌરવ આપવુ તેવો નિર્ણય લેવાયો

રાજકન્યા કલાવતી અને દ્વીજકન્યા સુહાસિની વચ્ચે હરીફાઈ શરૂ થઈ.

આ હરીફાઈમાં ચતુર્થ પ્રહર ચાલ્યો ગયો.

પ્રભાતની સ્વર્ણરંગી રેખાઓ પૂર્વાકાશમાં અંકિત થવા માંડી.

અને સર્વ પ્રેક્ષકોના હર્ષધ્વનિ વચ્ચે રાજકુમારી કલાવતીને નૃત્ય પરીક્ષકોએ નૃત્યમંગલાનો ઇલકાબ આપ્યો.

વિજયી થયેલી રાજકન્યાને સુહાસિની ભેટી પડી અને તેણે બતાવેલી કલાને બિરદાવવા માંડી

નૃત્યપરીક્ષાનો ઉત્સવ પૂર્ણ થયો. મહારાજા વિજયસેને સર્વ વિદ્યાર્થિનીઓને વિવિધ અલંકારોની ભેટ આપી.

વિજયી બનેલી કન્યાને મહારાણીએ હૈયા સરસી લઈ નામ એવા ગુણ ધરાવની કલાવતીને ભાવથી ઊભરાતા આશીર્વાદ આપ્યા.

રાજકુમાર જયસેને તો બહેનને ખૂબ ખૂબ બિરદાવી અને પોતાની માળા બહેનના હાથમાં મૂકી દીધી.

મહારાજાએ પુત્રીના મસ્તક પર ચુમ્બન લીધું

નૃત્યમંગલા રાજકન્યાનો જયનાદ બોલાવીને સભા વિસર્જન થઈ.

રાજકન્યાએ પોતાના નૃત્યગુરુ આચાર્ય મનોજ શાસ્ત્રીનાં ચરણમાં મસ્તક નમાવી આશીર્વાદ માગ્યા.

ગુરુએ અંતરના ઉમળકાથી શિષ્યાના ખભા પર હાથ મૂકી આશીર્વાદ આપતાં કહ્યું : "મા, તું કલ્યાણમયી છે. જિંદગી એ પણ વિધિની નૃત્યલીલા છે...એમાં તું સદાય વિજયીની રહેજે સર્વ વાતે તારું મંગલ થજો.'

મહારાજા વિજયસેને આચાર્ય મનોજ શાસ્ત્રીને તથા અન્ય પરીક્ષકોને રત્નાલંકારો યુક્ત પોષાક અર્પણ કર્યો.

સહુ વિદાય થયા.

રાજા વિજયસેન પણ પોતાના પરિવાર સાથે રાજભવન તરફ વિદાય થયા.

આ સમયે અંશુમાલિનાં કિરણો પૃથ્વીને ભીંજવી રહ્યાં હતાં.

નૃત્ય પરીક્ષામાં રાજકન્યાને નૃત્યમંગલાનું પદગૌરવ પ્રાપ્ત થયું છે, એ સમાચાર સારાયે નગરીમાં ઊગતા સૂર્યનાં કિરણોના પ્રસાર માફક પ્રસારિત થઈ ગયા.

અને એકાદ પ્રહર પછી તો લોકોનાં ટોળેટોળાં રાજકુમારીને અભિનંદવા આવવા માંડયાં.

પુરુષ જેમ બત્રીસ કળાવાળો હોવો જોઈએ, તેમ અંતર કળામાં પારંગત પણ હોવો જોઈએ એ જ રીતે, સ્ત્રીઓ પણ ચોસઠ કળામાં નિપુણ હોવી જોઈએ. કેવળ ઘરકામની કુશળતા એ જ સ્ત્રીઓનું એક માત્ર કર્તવ્ય છે એવી સંકુચિત મનોભાવના ભારતમાં હતા જ નહિ સ્ત્રી-

પણ દરેક કલામાં પરિપૂર્ણ હોવી જોઈએ અને જે નારી સર્વ કલામાં પારંગત હોય તેને નારીજગતમાં શ્રેષ્ઠ સ્થાન પ્રાપ્ત થતું હતું.

કલા, સંગીત, હાસ્ય, નીતિ, ચાતુરી, ગૃહજીવન વગેરે નાની મોટી દરેક કલા જો ધર્મભાવનાથી રંગાયેલી ન હોય અથવા એમાં નીતિ અને સંસ્કારનાં કિરણો ન હોય તો જે કલા જીવન માટે પ્રેરક બને છે તે જ કલા જીવનની શત્રુ પણ બને છે.

જીવન એ કેવળ વૈભવવિલાસ માટે છે એવી માન્યતા આપણી આર્ય સંસ્કૃતિએ કદી પણ માન્ય રાખી નથી. દરેક કલા પર જીવનનું પ્રભુત્વ હોય... દરેક કલા જીવનની પરિચારિકા હોય અને દરેક કલા જીવનને ઉચ્ચ ભૂમિકા પર લઈ જવામાં સહાયક હોય એ એક જ આદર્શને આર્ય સંસ્કૃતિએ સાચવ્યો છે.

રાજકન્યા કલાવતીને આ દૃષ્ટિએ જ લોકો અભિનંદવા આવતા હતા. કલાવતી પોતાના રાજાની કન્યા છે માટે નહિ, પણ પોતાના નગરની પુત્રી છે માટે આવતા હતા.. કલાની સ્વામિની બની છે તેથી આવતા હતા.

આ રીતે, રાજકન્યાનો અભ્યાસકાળ વિજયના ગૌરવથી સમાપ્ત થયો હતો.

હવે તેના જીવન પર યૌવનની નવવસંતનો પ્રાદુર્ભાવ થઈ રહ્યો હતો.

નૃત્યપરીક્ષાની પૂર્ણાહુતિ પછી રાજા-રાણી પંડિતોના આગમનની પ્રતીક્ષા કરવા લાગ્યાં.

ચાર મહિના વીતી ગયા.

અયન ફરી ગયું

ઋતુએ પોતાના શૃંગાર વેરીને વિદાય લેવા માંડી.

નગરીના લોકો નિત્યના ઉત્સાહ માફક પોતાના કાર્યમાં નિમગ્ન રહેતા હતા.

રાજકન્યાના ગુણની અને રૂપની સૌરભ બકુલપુષ્પની સુગંધ માફક ચારે દિશામા પથરાઈ રહી હતી.

અને એ સૌરભ દેવશાલ નગરીથી વીસ કોસ દૂર આવેલા એક પહાડના ગાઢ વનમાં મેલી વિદ્યાના સાધકના હૈયા પર અથડાઈ.

મેલી વિદ્યા એ કાંઈ નવી વાત નથી. જ્યાં વિદ્યા વસે છે ત્યાં તેનાં બંને પાસાઓ પણ વસતાં જ હોય છે. જ્યાં પુણ્ય હોય છે ત્યાં પાપનો અધિકાર પણ પડગો હોય છે. જ્યાં જ્ઞાનદૃષ્ટિ વડે આત્મકલ્યાણની સાધના થતી હોય છે ત્યાં જ્ઞાનના બીજા પાસા સમી ભૌતિક સુખની આરાધના પણ થતી હોય છે.

જીવનને અતિ ઊંચે લઈ જનારી વિદ્યાનો દુરુપયોગ કરનાર અને જીવનને નીચે પછાડનાર પણ જગતમા દરેક કાળે જીવતા જ હોય છે.

અઘોર જીવનનો આરાધક અને મેલી વિદ્યાની સાધના વડે સમગ્ર પૃથ્વી પર પ્રભુત્વ પ્રાપ્ત કરવાના આશા સેવી રહેલો મહાતાંત્રિક તામ્રચૂડ દેવશાલ નગરીની ઉત્તરે વીસ કોસ દૂર આવેલા એક વિરાટકાય પર્વતના ઘોર વનપ્રદેશમા આવેલી એક વિશાળ ગુફામા પોતાના માત્ર બે જ શિષ્યો સાથે રહેતો હતો.

મેલી વિદ્યાની સાધના અર્થે તે અનેકવાર પશુઓનાં બલિદાન દેતો અને કોઈ વાર માનવબલિ પણ આપતો.

આસપાસના વિસ્તારમાં તામ્રચૂડનો હાક વાગતી હતી. એની ગુફા નજીક કોઈ પણ માનવી જતો નહિ, તેમ તામ્રચૂડ વરસમાં એકાદ વાર ગુફામાંથી બહાર નીકળતો. આસપાસનાં ગામડાઓ તેમ જ નગરોમાં એકાદ ચક્કર મારી આવતો.

એ વખતે મહાતાંત્રિક તામ્રચૂડને ઘણા લોકો વંદન કરતા અને નૈવેદ્ય રૂપે ઉત્તમ વસ્તુઓ અર્પણ કરી આશીર્વાદ મેળવતા.

જગતમાં એવા માણસો પણ હોય જ છે કે, જેઓ ભયથી, કંઈક પ્રાપ્ત કરવાની લાલસાથી, કોઈનું અહિત કરવા ખાતરના સ્વાર્થથી આવા મહાતાંત્રિકોને નમતા હોય છે.

પરંતુ જે લોકો પોતાના ધર્મમાં અટલ નિષ્ઠાવાળા હોય છે, શ્રદ્ધાવાળા હોય છે અને તત્ત્વદૃષ્ટિવાળા હોય છે તે લોકો કોઈ પણ સંયોગોમાં આવા અધર્મના ઉપાસકોને નમતા નથી. અથવા તો એવાઓ દ્વારા સ્વર્ગ મળતુ હોય તો પણ તેની લેશમાત્ર પરવા કરતા નથી.

તામ્રચૂડને દેવશાલ નગરીમાં જઈને આવેલા પોતાના એક શિષ્ય તરફથી ખબર મળ્યા કે, મહારાજા વિજયસેનની રાજકન્યા કલાવતી સર્વગુણસંપન્ન, પ્રથમયૌવનમાં પ્રવેશ કરતી દેવકન્યા સમી રૂપવતી અને સર્વકલા પારંગત છે. નૃત્યમંગલાના પદગૌરવ વડે વિભૂષિત બની છે.

આ સમાચાર સાંભળીને તામ્રચૂડ હર્ષમાં આવી ગયો. તે બોલ્યો: 'વત્સ, તેં ઘણા શુભ સમાચાર આપ્યા. હું કેટલાં દસ વર્ષથી આવી જ એક રૂપવતી કન્યાને ઝંખી રહ્યો છું મારી વૃદ્ધાવસ્થા નષ્ટ કરીને નવયૌવન પ્રાપ્ત કરવાની મારી તમન્ના હવે પૂરી થશે રાજા વિજયસેનની રાજકન્યાનું ઊગતું યૌવન મારી કાયામાં દાખલ કરી શકાશે. અને એના બલિદાનથી કાળભૈરવને પણ સાધી શકાશે આજ રાત્રે જ હું દેવીદર્પણમાં તેને જોઈ લઈશ.'

એમ જ થયું.

રાતનો પ્રથમ પ્રહર પૂરો થયા પછી તામ્રચૂડે કાળભૈરવીની ભયંકર અને વિકરાળ મૂર્તિ સામે બેસીને એક પેટિકામાંથી દેવી દર્પણ બહાર કાઢ્યું.

આ દૈવી દર્પણ ચળકતા અરીસા જેવું નહોતું, પણ કાળા, સુંવાળા અને ચમકદાર પથ્થરનું ચોરસ સ્વરૂપ હતું. પથ્થરના ટુકડા ફરતી સોનાની જડતરવાળી કિનારી બાંધવામાં આવી હતી.

તામ્રચૂડે પોતાની સામે પડેલી પથ્થરની એક ત્રિપદી પર આ દર્પણ ગોઠવ્યું. ત્યાર પછી ધૂપ દીપ વડે દર્પણની પૂજા કરી અને કંઈક મંત્રોચ્ચાર કરીને કહ્યું: 'હે દૈવી દર્પણ, મારા શિષ્ય શ્રીપદે દેવશાલ નગરીના રાજા વિજયસેનની કન્યા અંગે જે માહિતી આપી છે તે જાણવા ખાતર હું રાજકન્યાને જોવા ઈચ્છું છું. જરાયે વિલંબ કર્યા વગર મારી ઈચ્છા પૂર્ણ કર'

તામ્રચૂડના બંને શિષ્યો શ્રીપદ અને નંદક બાજુમાં જ બેઠા હતા. ગુરુદેવના વદન સામે બંને જોઈ રહ્યા હતા. તામ્રચૂડની નજર દૈવી દર્પણ સામે સ્થિર બની ગઇ...અને...

અને વળતી જ પળે એ કાળા દર્પણમાં આછા પ્રકાશથી ઊભરાતો એક ખંડ દેખાયો. ખંડની એક દિશામાં પલંગ પડ્યો હતો. એક તરફનું વાતાયન ખુલ્લું હતું. એ વાતાયનમાંથી પણ ચંદ્રનો સ્નિગ્ધ પ્રકાશ પલંગની શય્યા પર પડતો હતો...

એ પલંગ પર કોમળ પુષ્પો સમી રાજકન્યા કલાવતી સૂતી હતી. શ્વેત રંગની કૌશેય ચાદર વડે તેનો ગળા સુધીનો ભાગ ઢંકાયેલો હતો. પરંતુ ચંદ્રના સત્ત્વ સમું તેનું વદન સ્વચ્છ દેખાતું હતું.

દર્પણમાં દેખાતી રાજકન્યાનું વદન જોતાં જ તામ્રચૂડના ભયાનક ચહેરા પર હાસ્ય અને આનંદની રેખાઓ દોરાણી. તે બોલી ઊઠ્યો. 'વાહ વાહ! કાળભૈરવીને પ્રસન્ન કરી શકાય એવી તમામ સામગ્રી આ રાજકન્યાના રૂપમાં ભરી પડી છે. બસ... બસ...'

શિષ્યો પણ પ્રસન્ન નજરે દર્પણ સામે અને ગુરુદેવના વદન સામે જોતા હતા.

તામ્રચૂડે મંત્રોચ્ચાર કરીને પોતાનું કાર્ય સમાપ્ત કર્યું અને દૈવી દર્પણને સંભાળપૂર્વક બંને હાથ વડે લઈ, મસ્તકે અડાડી પેટિકામાં પૂર્વવત્ ગોઠવી દીધું. ત્યાર પછી શ્રીપદ સામે જોઈને કહ્યું : 'શ્રીપદ, તું અને નંદક આવતી કાલે નગરીમાં જજો કેટલીક સામગ્રીઓ એકત્ર કરવી પડશે. હું તમને સઘળી યાદી આપીશ. હવે સૂઈ જાઓ...એક સપ્તાહ પછી મારે દેવશાલ નગરમાં જવું પડશે.'

નંદકે કહ્યું. "ગુરુદેવ, દેવશાલ નગરીમાં આપ એકલા જશો?'

'ના. તારે અહીં મારી સૂચના મુજબ બધી તૈયારી કરવાની છે...શ્રીપદને હું સાથે લઈ જઈશ પણ દેવશાલ જતા પહેલાં કાળભૈરવની સાધના અંગેની સઘળી તૈયારી પૂર્ણ કરવાની રહેશે'

શ્રીપદે કહ્યું: 'ગુરુદેવ, આ રાજકન્યાને આપણા આશ્રમમાં કેટલા દિવસ રાખવી પડશે?'

'ચાલીસ દિવસ. ચાલીસ દિવસના પ્રયોગથી હું નવજવાન બની જઈશ અને એકતાલીસમા દિવસે કાળભૈરવનું ખપ્પર રાજકન્યાના રક્ત માંસથી છલકાઈ જશે...એ જ સમયે કાળભૈરવ મારી સામે આવશે અને મારે જે જોઈએ તે વરદાન આપશે'

'આપની શક્તિને ધન્ય છે, કૃપાળુ...પરંતુ રાજકન્યાને આપ લાવશો કેવી રીતે?' નંદકે પ્રશ્ન કર્યો.

તામ્રચૂડે હસતાં હસતાં કહ્યું : 'વત્સ, એને લાવવા માટે જ હું દેવશાલ જવાનો છું કોઈ પણ ઉપાયે એને લાવવી પડશે...અથવા તો સંમોહન વિદ્યાના પ્રભાવે તેને મારી પાછળ પાછળ ખેંચવી પડશે.'

ત્યાર પછી આ અંગેની કેટલીક વાતો કરીને તામ્રચૂડ અને તેના શિષ્યો શય્યા પર પડ્યા.

રાજકન્યા કલાવતીને આ રીતે પકડી લાવવાની જે રાત્રિએ તામ્રચૂડ યોજના કરી રહ્યો હતો, તે રાત્રિએ નવકારમંત્રનું સ્મરણ કરીને પોઢી ગયેલી કલાવતી એક અતિ પાવનકારી સ્વપ્ન નિહાળી રહી હતી શ્રી જિનેશ્વર ભગવંતના મંદિરમાં પોતે ચૈત્યવંદન કરી રહી હતી અને ભગવંતની પ્રતિમા સામે ભાવભરી નજરે જોતી જોતી મધુર સ્વરે સ્તવન ગાઈ રહી હતી

તામ્રચૂડના પ્રાણમાં નવયૌવનની અને કાળભૈરવીને પ્રસન્ન કરી ધાર્યું કાર્ય કરવાની શક્તિ મેળવવાની લાલસા જાગી હતી.

નૃત્યમંગલા રાજકન્યા શ્રી જિનેશ્વર ભગવંતની સૌમ્ય પ્રતિમા સામે બેસીને સ્વપ્નમાં પણ સ્તવન ગાઈ રહી હતી.

બંને બળ હતાં.. બંને શક્તિ હતી...એકની શક્તિ દાનવી હતી-...બીજાની શક્તિ માનવી હતી.

પણ દાનવી શક્તિવાળાને એ ખબર પણ નથી હોતી કે કોઈના લોહીથી, કોઈના વિનાશથી કે કોઈના અમંગળથી કદી પણ નવયૌવન પ્રાપ્ત થતું જ નથી.

એ મેલી વિદ્યામાં રાચતો હતો...એને એટલીયે ખબર નહોતી કે, જગતમાં કોઈ પણ પ્રાણી કાયાની અવસ્થાને નિવારી શક્યું નથી!

એક વાર કાયા પર બેસી ગયેલી જરા લાખ લાખ ઉપાયે, પ્રયોગે અને પુરુષાર્થે કદી વિદાય લેતી નથી.

પરંતુ આ સત્ય હોવા છતાં તામ્રચૂડ માનતો હતો કે જરાને

નવયૌવનમાં પલટી શકાય છે.. રૂપવતીના યૌવનથી, લોહીથી... બલિદાનથી!

જ્ઞાન અને અજ્ઞાનનો આ સનાતન સંઘર્ષ શું કદી નહિ પૂરો થાય?

ક્યાંથી પૂરો થાય? બંનેની દિશા જુદી છે...બંનેનાં લક્ષ્ય જુદાં છે, બંનેનાં પરિણામ પણ જુદાં છે।

અને જ્યાં વિરોધાભાસ છે ત્યાં જ સનાતન સંઘર્ષ રહેતો હોય છે.

મુનિશ્રી હસ્યા અને હસતાં હસતાં બોલ્યા : 'ભદ્ર ! સાત્ત્વિક વિત્રા કરતાં મેલી વિદ્યાના જોરે તે ગમે તે સમયે નગરીમાં પ્રવેશ કરી શકે છે. એને રોકવાનો પ્રયત્ન શા માટે કરવો જોઈએ ? મિથ્યાત્વના ઘોર અંધકારમાં આથડતા અભવી આત્માઓનો પ્રતિકાર કરવો એ પણ ઉચિત નથી !'

રાજાના મનમાં થયું, પુણ્યોદયના કારણે જ આવા મહામુનિ એકાએક આવી શક્યા છે. જો મુનિરાજ ન આવ્યા હોત તો રાજકન્યા પર આવનારી વિપત્તિની કલ્પના પણ ન આવત અને માત્ર રાજ-પરિવાર નહિ પણ સમગ્ર નગરી ચિંતામાં સપડાઈ જાત.

ચારણ મુનિ એક રાત્રિ રાજભવનના એક ખંડમાં રોકાયા. બીજે દિવસે સવારે રાજકન્યાને અઠ્ઠમનું પચ્ચક્ખાણ આપી સર્વને ધર્મલાભ આપ્યા અને આકાશમાર્ગે વિદાય થયા.

એ જ દિવસે મધ્યાહ્ન પછી તામ્રચૂડ પોતાના શિષ્ય શ્રીપદને લઈને દેવશાલ નગરી બહાર આવેલા એક ઉદ્યાનમાં આવી પહોંચ્યો.

ઉદ્યાનના એક વૃક્ષ નીચે આસન કરીને તામ્રચૂડે કહ્યું : 'વત્સ, દેવશાલ નગરીમાં પ્રવેશ કરવાનું મુહૂર્ત સંધ્યા પછી છે. એટલે આપણે ત્યાં સુધી અહીં રહેવું પડશે તું આ ઉપવનના માળી પાસે જા અને જે કંઈ ભિક્ષા મળે તે લઈ આવ.'

શ્રીપદ ગુરુને નમસ્કાર કરીને તરત દૂર દેખાતા માળીના ઘર તરફ ગયો.

તામ્રચૂડે વૃક્ષ નીચે જ પોતાના આસન સામે એક કૂંડાળું કરી પોતાની ઝોળીમાંથી અડદના અગિયાર દાણા કાઢી, એ દાણાને કંઈક મંત્ર વડે અભિમંત્રિત કરીને દોરેલા કુંડાળા વચ્ચે મૂક્યા.

ત્યાર પછી પોતાના કમંડલમાંથી ત્રણવાર પાણીની અંજલિ ભરીને એ દાણા પર છાંટી.

થોડી જ પળોમાં એ કૂંડાળા વચ્ચે એક ધૂમ્રાકૃતિ ઊભી થઈ.

એ ધૂમ્રાકૃતિ જ્યારે માનવ આકારની જણાવા માંડી ત્યારે તામ્રચૂડે તેના પર ફરી વાર એક અંજલિ ભરીને જળ છાંટ્યુ. .

એ જ પળે ધૂમ્રાકૃતિએ વિનયભર્યા સ્વરે કહ્યું: 'હુ આપનો દાસાનુદાસ કૌશિક નામનો પ્રેતરાજ હાજર થયો છુ. શી આજ્ઞા છે?'

'કૌશિક, અત્યારે જ તું દેવશાલ નગરીમાં જા અને ઉત્તમ મીઠાઈ, ઉત્તમ મૈરેય અને ઉત્તમ વસ્ત્રાભૂષણો લઈ આવ. સધ્યા વખતે હુ વેશપરિવર્તન કરીને નગરીમાં જવાનો છું, વિલબ કરીશ નહિ.'

'જેવી આજ્ઞા.' કહી પ્રેતરાજ કૌશિકની ધૂમ્રાકૃતિ અદૃશ્ય થઈ ગઈ

થોડી વાર પછી શ્રીપદ આવી ગયો અને તામ્રચૂડ સામે બે હાથ જોડી બોલ્યો: 'ગુરુદેવ, માળી પોતાના પરિવાર સાથે નગરીમાં ગયો છે.. તેના ઘરમાં કોઇ નથી.'

'કઈ હરકત નહિ, વત્સ મે પ્રેતરાજ કૌશિકને નગરીમાં મોકલ્યો છે.'

'આપ આજ્ઞા કરો તો આસપાસના કોઈ ઉદ્યાનમા તપાસ કરુ'

'કશી જરૂર નથી, આ ઉદ્યાનના આરામિક પાસેથી ભિક્ષા મગી હોત તો ઉપયોગમા લેત હવે કૌશિક બધું લેતો આવશે.' લગભગ એક ઘટિકા પછી કૌશિક આવી ગયો અને તામ્રચૂડ સમક્ષ તીવ્ર મૈરેયનો એક કુભ મૂક્યો. બે પાત્રો મૂક્યા. વસ્ત્રાભૂષણોનું એક પોટલુ મૂક્યું અને વિધવિધ પ્રકારની મીઠાઇથી ભરેલો એક કરંડિયો મૂક્યો. ત્યાર પછી તે બોલ્યો: 'હવે શી આજ્ઞા છે, મહારાજ?'

'હું તારા પર પ્રસન્ન થયો છું. રાત્રિસમયે યાદ કરું ત્યારે આવજે' તામ્રચૂડે કહ્યું.

ધૂમ્રાકૃતિ તરત અદૃશ્ય થઈ ગઈ.

ત્યાર પછી ગુરુ શિષ્યે મીઠાઈ ખાઈ, ઉપર મૈરેય નામના તીવ્ર શરાબનું આકંઠ પાન કર્યું અને બંનેએ વિદેશથી આવેલા કોઈ પર્યટક જેવાં વસ્ત્રાભૂષણો ધારણ કરી લીધાં.

વધેલી મીઠાઈ, મૈરેય વગેરે ત્યાં જ પડતા મૂકીને બંને નગરી તરફ વિદાય થયા.

બરાબર સંધ્યા સમયે બંને નગરીમાં દાખલ થયા અને એક પાન્થશાળામાં જઈને ઊતર્યા.

પાન્થશાળાના રક્ષકે બંને અતિથિઓને પરદેશી વેપારી માની સુંદર ખંડ આપ્યો; બે શય્યા તૈયાર કરી આપી અને ભોજન માટે શી વ્યવસ્થા કરવી છે તે જાણવા માટે પ્રશ્ન કર્યો. તામ્રચૂડે કહ્યું: 'ભોજનની વ્યવસ્થા કરવાની જરૂર નથી...અમે ભોજનકાર્યથી નિવૃત્ત થઈને જ આવ્યા છીએ.'

પાન્થશાળાનો રક્ષક ચાલ્યો ગયો.

એક શય્યા પર આરામથી બેસતાં તામ્રચૂડે કહ્યું: 'વત્સ, ખંડનાં દ્વાર બંધ કરી દે'

શ્રીપદે ખંડનાં બારણાં બંધ કર્યાં અને ગુરુદેવ પાસે આવી કહ્યું: 'ગુરુદેવ, આપ આડે પડખે થાઓ...આપની ચરણસેવા ..'

વચ્ચે જ તામ્રચૂડે કહ્યું: 'નહિ વત્સ, મને જરાયે થાક લાગ્યો નથી. આપણું કાર્ય સમાપ્ત થાય એટલે નિરાંત વળે'

'આજે જ કાર્ય સમાપ્ત કરવું છે!'

'હા... એવા મહત્ત્વના કાર્યમાં વિલંબ કરવો ઉચિત નથી. આજ મધરાતે કૌશિકને રાજભવનમાં મોકલીને કલાવતીને ઉઠાવીશું અને પાન્થશાળામાં વસતા તમામ માણસો પર નિદ્રા મૂકીને આપણે ચાલ્યા જઈશું'

'આપ તો નગરીમાં ત્રણ દિવસ પર્યંત રહેવાનું કહેતા હતા ને?'

કૌશિકથી કાર્ય નહિ થાય તો આવતી કાલે રાતે મારે જાતે રાજભવનમાં જવું પડશે...એમાં યે સફળતા નહિ મળે તો પરમ દિવસે ફરી વાર રાજભવનમાં જઈને સંમોહન વિદ્યાનો ઉપયોગ કરવો પડશે. સંમોહન વિદ્યા કદી નિષ્ફળ જતી નથી એ તો તું પણ જાણે છે.' તામ્રચૂડે કહ્યું.

શ્રીપદ ગુરુદેવની મહાન શક્તિની મનથી પ્રશંસા કરતો કરતો બીજી શય્યામા બેસી ગયો.

મધરાત થઈ.

તામ્રચૂડે પ્રેતરાજ કૌશિકને યાદ કર્યો.

માત્ર બે જ પળમાં કૌશિક ધૂમ્રાકૃતિ રૂપે હાજર થયો અને બોલ્યો: 'શી આજ્ઞા છે, મહાપુરુષ?'

'કૌશિક! દેવશાલનગરીના રાજા વિજયસેનના ભવનમાં તું અત્યારે જા અને રાજકન્યા કલાવતી જે સ્થિતિમાં હોય તે સ્થિતિમાં તેને અહીં ઉઠાવી લાવ યાદ રાખજે, કશી ગડબડ થવા ન પામે. તારી કાર્યસિદ્ધિના ફળરૂપે હું તને અગિયાર મહિષનું રક્તપાન કરાવીશ'

'મહારાજ, આપની સાથે થયેલી શરત તો આપને યાદ છે ને?'

'હા...નાલાયક! કોઈ પણ શક્તિ તારા કાર્યનો અવરોધ કરશે

અને તને નિષ્ફળતા મળશે તો હું તને હંમેશ માટે મુક્ત કરીશ. જા, સત્વર જા ..રાજભવનમાં કોઈને કલ્પના પણ નથી કે તારો પ્રતિકાર કરે...અને એવી મંત્રશક્તિનો રાજભવનમાં અભાવ છે.'

'જેવી આજ્ઞા, મહારાજ... ! રાજકન્યા નિદ્રાધીન હોય તો...?'

'મેં તને એક વાર કહ્યું કે–જે સ્થિતિમાં હોય તે સ્થિતિમાં–તું એને અહીં લઈ આવ '

'જેવી આજ્ઞા...' કહીને પ્રેતરાજ અદૃશ્ય થયો.

રાજદુલારી કલાવતી આ વખતે રાજમહેલના ધર્મક્રિયા માટેના નિયત થયેલા એક ખંડમાં પૌષધ કરીને નિદ્રાધીન થઈ હતી.

## પ્રકરણ ૪ થું

## ધર્મનું બળ

મધરાત જામી છે.

ધર્મક્રિયા માટેના સાવ સાદા, સ્વચ્છ અને વિશાળ ખંડમાં એક તરફ રાજકન્યા કલાવતી કેવળ એક કંબલ પાથરીને સૂતી છે. અઠ્ઠમનું તપ છે. પૌષધનું વ્રત છે. ખંડમાં એના સિવાય કોઈ પણ નથી...એક દાસીને પણ ખંડમાં રાખવામાં આવી નથી. કારણ કે ધર્મક્રિયા વખતે કોઈ પણ માનવી દરજ્જાની દૃષ્ટિએ નાનોમોટો ગણી શકાતો નથી. શ્રી જિનેશ્વર ભગવંતના માર્ગ પર ચાલનારાઓ માટે ગરીબ, અમીર કે એવા ભેદોની કોઈ ભૂતાવળ હોતી નથી અને ધર્મક્રિયા વખતે તો આવા ભેદ ભૂલી જવાના હોય છે. કારણ કે ધર્મકરણી એ આત્મજાગૃતિની એક વૈજ્ઞાનિક ક્રિયા છે. આ ક્રિયામા ભેદની દીવાલો હોતી નથી.

આમ છતાં ખંડ બહારના દ્વાર પાસે બે રક્ષિકાઓ જાગૃત બનીને ઊભી હતી. દ્વાર બંધ હતાં. ખંડમાં માત્ર એક જ વાતાયન ખુલ્લું હતું.

પ્રેતરાજ કૌશિક અદૃશ્ય રૂપે રાજભવનમાં દાખલ થયો અને ખુલ્લા વાતાયન પાસે આવીને ઊભો રહ્યો. તેણે ખંડમા નજર કરી... ભૂમિ પર બિછાવેલી એક જ કંબલ પર ગુલાબનાં ફૂલના ઢગલા સમી રાજકન્યા સૂતી હતી. તેના વદન પર તેજનો ભાસ થતો હતો. ખંડમાં

એક પણ દીપમાલિકા નહોતી. છતાં પ્રેતરાજની નજર સઘળું જોઈ શકતી હતી.

પ્રેતરાજ કૌશિક વાતાયનમાંથી દાખલ થાય તે પહેલાં જ તેના મન સામે એક વિચાર ઊભો થયો. તેને લાગ્યું...' ઓહ, આવી નિર્દોષ અને પવિત્ર કન્યાને તામ્રચૂડે શા માટે બોલાવી હશે? અનંત પાપોના પરિણામે હું આજે એક શતકથી પ્રેતયોનિમાં રઝળપાટ કરી રહ્યો છું ...આવા નિર્દોષ ફૂલને ઉઠાવી જવાથી મારે બીજા કેટલા શતકભર ભોગવવા પડશે!'

પરંતુ કૌશિક લાચાર હતો. એને માટે બીજો કોઈ વિકલ્પ નહોતો. કારણ કે તામ્રચૂડે સાધનાના બળે તેને બાંધી રાખ્યો હતો. તામ્રચૂડની આજ્ઞાનું પાલન કર્યા વગર તેને માટે અન્ય કોઈ માર્ગ નહોતો.

પાપનો ભયંકર બોજો લઈને અભિશાપ સમું જીવન વિતાવી રહેલો અને અતિ ભયંકર ગણાતો, હિંસાથી તૃપ્ત રહેનારો એવો પ્રેતરાજ કૌશિક પલભર માટે રાજકન્યાને જોઈને આ કાર્ય કરવું એ અપરાધ છે એવું વિચારી શક્યો.

કારણ કે જે પવિત્ર, નિર્મળ અને ધર્મતેજથી સમૃદ્ધ હોય છે, તેનો પ્રભાવ દરેક પર પડતો જ રહે છે.

પ્રેતરાજ કૌશિકે કંઈક અચકાતા હૈયે વાતાયનમાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કર્યો.

પણ...

મેલી વિદ્યા...મેલા દેવતા...ભૂત, પ્રેત, ડાકિની, શાકિની વગેરે તમામ બળો ધર્મ આગળ બિચારા બની જાય છે.

જે ધર્માચરણમાં નિરત રહેતા હોય છે, તેના મંગળની તમામ જવાબદારી ધર્મરક્ષક સાત્ત્વિક બળો ઉઠાવી લે છે.

રાજકન્યાનું રક્ષણ ધર્મનાં સાત્ત્વિક બળો કરી રહ્યાં હતાં.

પ્રેતરાજ કૌશિક વાતાયન માર્ગે જવા અગ્રસર થયો કે તરત જ તેની અદૃશ્ય કાયા પર કોઈ સખત ચોટ લાગી...તેનું અંગેઅંગ બળવા માંડ્યું ..તે ત્યાં ને ત્યાં નીચે ધરતી પર પટકાઈ પડ્યો.

જે પોતે જ ભયરૂપ હતો તે ભયથી કંપવા માંડ્યો. કૌશિક વિચારમા પડી ગયો અને ફરી વાર ઊભો થઈ વાતાયન પંથે અગ્રસર થયો...

ફરી વાર સાત્ત્વિક બળોએ પ્રેતરાજને સખત ચોટ પહોંચાડી. પ્રેતરાજ કૌશિકની તમામ અમાનુષી શક્તિ જાણે પળમાત્રમાં હણાઈ ગઈ.

ભયથી ધ્રૂજતો અને સાત્ત્વિક બળોની શક્તિથી દાઝેલો પ્રેતરાજ કૌશિક વળતી જ પળે તામ્રચૂડ તરફ વિદાય થયો.

તેના અંતરમાં જેમ એક ભય ઊભો થયો હતો, તેમ મુક્તિનો આનંદ પણ જાગૃત થયો હતો. તામ્રચૂડે પ્રેતરાજને સાધના વડે વશ કર્યો હતો ..પરંતુ એમાં એક શરત એવી હતી કે તામ્રચૂડે એવું કોઈ પણ કાર્ય ન ચીંધવું કે જે કાર્ય કૌશિકથી થઈ શકે નહિ જો એવું કાર્ય ચીધવામાં આવે તો કૌશિક હંમેશ માટે મુક્ત બની જાય.

આ તરફ પાન્થશાળામાં પોતાના શિષ્ય સાથે તામ્રચૂડ જાગતો બેઠો હતો. તેના મનમાં શ્રધ્ધા હતી કે હમણાં જ રાજકુમારીને ઉઠાવી પ્રેતરાજ આવી પહોંચશે અને ત્યાર પછી તરત પોતે પોતાની ગુફામાં જવા રવાના થશે.

માનવી આશાનાં ચિત્રો દોરતો જ રહે છે...ઘણી વાર એ ચિત્રો કેવળ હવાઈ તરંગો જેવાં હોય છે, છતાં માનવી એમાં મગ્ન બની જતો હોય છે. માનવીની આ પામરતા જુગજૂની છે. આશાના ગુલામ બનવામાં માનવને કઈ મોજ મળતી હશે એ હજી સુધી સ્પષ્ટ થયું નથી, છતાં માનવી એ મૃગજળ સમી આશા પાછળ અનાદિકાળથી દોડતો જ રહે છે.

શ્રીપદે કહ્યું : 'ગુરુદેવ, પ્રેતરાજ કૌશિક હજી કેમ નહિ આવ્યા હોય!'

'વત્સ, તું જરાયે સાશંક બનીશ નહિ. પ્રેતરાજ આવતો જ હશે...એ કોઈ પણ કાર્યમાં કદી નિષ્ફળ ગયો નથી' તામ્રચૂડે અટલ શ્રદ્ધા સાથે કહ્યું.

શ્રીપદ કંઈ જવાબ દેવા જાય તે પહેલાં જ ખંડના ખુલ્લા વાતાયનમાંથી અદૃશ્ય રહેલો કૌશિક દાખલ થયો અને બોલ્યો : 'તામ્રચૂડ! હું હવે મુક્ત બન્યો છું...તેં મને એવું કાર્ય સોંપ્યું હતું કે જે મારાથી થઈ શકે એમ નહોતું.'

આ સાંભળીને તામ્રચૂડ ચમક્યો. તે બોલ્યો : 'કૌશિક, આકૃતિ રૂપે મારી સામે આવ..! છટકી જવા માટેની તારી આ ચાલબાજી લાગે છે.'

પ્રેતરાજે એક અટ્ટહાસ્ય કર્યું; અને કહ્યું : 'તામ્રચૂડ, મંત્રબધ્ધ થયેલો હું કદી પણ ચાલબાજી કરી શકતો નથી. આકૃતિ રૂપે હું તારી સામે કદી નહિ આવી શકું...વીસ વીસ વર્ષથી તારી આજ્ઞા ઉઠાવતો રહ્યો છું...આજે હું મુક્ત બન્યો છું.'

'પણ થયું શું?'

કોઈ અદૃશ્ય શક્તિ એનું રક્ષણ કરી રહી છે. મને બે વાર પ્રવેશ કરતાં અટકાવ્યો અને મારી તમામ શક્તિ ભાંગી નાંખી...વીસ વીસ વર્ષના તારી સાથેના સબંધ પછી તને હું એટલું જ કહું છું કે, તું અહીંથી સીધો તારા આશ્રમમાં ચાલ્યો જા.. એમાં જ તારું હિત છે.' પ્રેતરાજે કહ્યું

તામ્રચૂડે હસતાં હસતાં કહ્યું : ' હું તામ્રચૂડ છું...મારા નામમાત્રથી માત્ર માણસો જ નહિ.. દેવતાઓ પણ ધ્રૂજતા હોય છે...જે કામ હું કરવા ધારું છું તે કામ પૂરું કર્યે જ જપું છું. મારી પાસે અનેક શક્તિઓ છે...આજ ને આજ હું મારું કાર્ય સિદ્ધ કરીશ. મેં પહેલા ત્રણ દિવસ પ્રયત્ન કરવાનો સંકલ્પ કર્યો હતો...પરંતુ મારે આજ ને આજ રાજકન્યાને ઉઠાવી જવી છે. મારી શકિત તારે નજરે જોવી હોય તો થોડી વાર ઊભો રહે.'

' ભલે.. તારા પરાજયનો ચિત્કાર સાંભળવામાં પણ મને આનંદ પડશે.' કહી પ્રેતરાજ હસ્યો.

તામ્રચૂડે પ્રેતરાજના વ્યંગ પર લક્ષ ન આપતાં શ્રીપદ સામે જોઈને કહ્યું : 'શ્રીપદ, મારી ઝોળીમાંથી રેશમી દોરી લાવ.. કૌશિક ભલે મારી શકિત જોઈ લે.'

શ્રીપદ ખીંટીએ ટીંગાડેલી ઝોળી તરફ ગયો. પ્રેતરાજે કહ્યું : ' તામ્રચૂડ, જ્યાં હું પાછો પડયો છું, ત્યાં તને કદી સફળતા નહિ મળે.'

' બકવાદ બંધ કર...મૂગો મૂંગો જોયા કર.' તામ્રચૂડે કહ્યું.

શ્રીપદે રેશમી પાતળી દોરીનો એક દડો ઝોળીમાંથી કાઢીને

તામ્રચુડના હાથમાં મૂકયો તામ્રચૂડ ત્યાં ને ત્યાં પદ્માસન વાળીને બેસી ગયો...શ્રીપદે કહ્યું: 'ગુરુદેવ, આ બંધનનો પ્રયોગ પાછો વળશે તો!'

'ચૂપ રહે, જોયા કર.' કહી તામ્રચુડે રેશમી દોરીનો એક છેડો બહાર કાઢી તેના સામે સ્થિર નજરે ઘડીભર જોઇ રહ્યો...ત્યાર પછી કંઈક મંત્રોચ્ચાર કરવા માંડયો...

એક પળ!

બે પળ!

થોડી વધુ પળ!

મેલી મંત્રવિદ્યામાં નિષ્ણાત ગણાતા તામ્રચૂડે દોરીમાં ચેતન મૂક્યું...દોરી આપોઆપ ગતિમાન બની. વાતાયન માર્ગેથી રેશમી દોરીનો છેડો આકાશ માર્ગે જાણે વિદાય થયો.

પ્રેતરાજ કૌશિક અદૃશ્ય બનીને જ ઊભો હતો..તે જોઈ રહ્યો. અને શંકાનાં વમળ વચ્ચે ઝોલાં ખાતો શ્રીપદ પણ સ્થિર નજરે જોઈ રહ્યો.

હજી કેવળ અર્ધઘટિકા નહોતી વીતી ત્યાં કોઈ કાળી નાગણ ફૂંફાડા મારતી પાછી વળે તેમ વહેતી મૂકેલી રેશમી દોરી પાછી વળી અને તામ્રચૂડના દેહ ફરતી વીંટળાવા માંડી. આ જોઈ તામ્રચૂડ ગભરાયો. તે મોટેથી મંત્રોચ્ચાર કરવા માંડયો...શ્રીપદ પણ અકળાયો.

પ્રેતરાજે અટ્ટહાસ્ય સાથે કહ્યું: 'કેમ, તામ્રચૂડ? તું છટકવાની ચાલબાજી કરતો હતો ને? જોઈ લે હવે તારી દશા...મારી વાત તેં ન માની..અને તારા ઘમંડમાં અત્યારે ને અત્યારે તારા પરાજયનું ચિત્ર મને બતાવવાની ઉતાવળ કરી. કયાં ગઈ તારી શક્તિ...!'

પણ તામ્રચૂડ કશો ઉત્તર આપી શક્યો નહિ. પોતાની જ જાળમાં સપડાયેલો તામ્રચૂડ શ્રીપદના આશ્ચર્ય વચ્ચે વાતાયન માર્ગે ઢસડાવા લાગ્યો ..અને વળતી જ પળે રેશમી દોરી એને આકાશ માર્ગે ઉડાવીને રવાના થઈ.

શ્રીપદે એક બૂમ મારી.

પ્રેતરાજે હસતા હસતાં કહ્યું: 'એ...બૂમો શું મારે છે? તારા ગુરુને બચાવવા આશ્રમ તરફ વિદાય થા ..મને તો મુક્તિ મળી ને આનંદ પણ મળ્યો. હવે હું વિદાય થાઉં છું'

ઉત્તરની અપેક્ષા રાખ્યા વગર પ્રેતરાજ કૌશિક ચાલ્યો ગયો.

શ્રીપદે બૂમ મારી: 'પ્રેતરાજ...પ્રેતરાજ...'

પણ પ્રેતરાજ મુક્ત બની ગયો હતો...વાતાયનમાંથી માત્ર એક અટ્ટહાસ્ય સંભળાયું.

અને શ્રીપદ પણ પોતાની તથા ગુરુદેવની ઝોળી લઈને તરત મુખ્ય દ્વાર ખોલી વિદાય થયો. તેના વદન પર ચિંતા હતી...વેદના હતી, અનેક શંકાકુશંકા હતી.

માનવી જ્યારે પાપ કે અન્યાય કરવા તત્પર થાય છે ત્યારે તે જરાયે સમજતો નથી કે જે કંઈ પોતે કરી રહ્યો છે, તેનું પરિણામ પણ પોતાને જ ભોગવવાનું છે

તામ્રચૂડે મંત્રસિદ્ધ રજ્જુબંધનનો પ્રયોગ કર્યો હતો, પરંતુ એને એ સમયે કલ્પના પણ નહોતી કે આ ભયંકર પ્રયોગ જો પાછો વળશે તો પોતાને જ વિપત્તિમાં મૂકી દેશે.

તામ્રચૂડે આવો પ્રયોગ કરવાનો વિચાર પણ નહોતો કર્યો. પરંતુ પ્રેતરાજ સાથેની ચર્ચામાં તે ખૂબ ઉશ્કેરાઈ ગયો હતો અને પોતાની શક્તિ બતાવવા ગર્વિષ્ઠ બની ગયો હતો.

ગર્વ એક ભયંકર નશો છે, જે માનવીને વિચારવાની તક આપતો નથી.

જે રીતે કોઇ મદ્યપી મદ્યના નશામાં પોતાનું અને વિશ્વનું ભાન ગુમાવી બેસે છે, તે જ રીતે ગર્વિષ્ટ માણસો ગર્વના નશામાં બધું વીસરી જાય છે.

પોતાના જ પ્રયાસોથી બંધાઈ ચૂકેલો તામ્રચૂડ ભારે નિરાશ બની ગયો હતો. રેશમી રજ્જુ તેને ઉઠાવીને આકાશમાર્ગે નક્ષત્રવેગે જઈ રહી હતી. રાત્રિનો ચતુર્થ પ્રહર ચાલતો હતો...પૃથ્વી નીરવ ને શાંત હતી. લોકો પાછલી રાતની શાંત નિદ્રા માણી રહ્યા હતા આ સમયે રજ્જુથી બધાયેલો તામ્રચૂડ આકાશમાં દડા માફક ઊછળતો દૂર દૂર જઈ રહ્યો હતો.

અને જ્યારે રેશમી રજ્જુએ તેને તેની ગુફામાં મૂકી દીધો ત્યારે તામ્રચૂડ સાવ મૂર્છિત બની ગયો હતો તેનો બીજો શિષ્ય નંદક એક પથારીમાં પડયો પડયો નસકોરાં બોલાવી રહ્યો હતો.

મૂર્છિત બનેલા તામ્રચૂડ ફરતી રજ્જુ સાપ માફક વીંટાયેલી હતી.

અને જ્યારે ઉષાનાં અજવાળાં અવનિને ભીંજાવવા માંડયાં ત્યારે નંદક શય્યામાંથી ઊભો થયો અને પ્રાત:કાર્ય માટે બહાર જવા અગ્રસર થયો.

દસેક કદમ ચાલતાં જ તેના પગ સાથે બંધનાવસ્થામાં પડેલો તામ્રચૂડ અથડાયો. નંદક ચમક્યો. તેણે નીચે નજર કરી...'ઓહ! આ શું?' ધારીધારીને જોતાં તે જોઈ શકયો કે ગુરુદેવ બંધનાવસ્થામાં પડયા છે...આ શું થયું હશે? અહીં કેવી રીતે આવ્યા હશે? એમને કોણ લાવ્યું હશે? શ્રીપદ કેમ દેખાતો નથી?

આવા પ્રશ્નોથી નંદક પલભર સ્થિર બની ગયો. પછી તેણે નીચે બેસી બરાબર તપાસ કરી. ગુરુદેવ મૂર્છિત હતા.

નંદક એકદમ બહાર નીકળ્યો અને એક જળપાત્ર લઈ આવી ગુરુદેવના મોઢા પર પાણી છાંટવા માંડ્યો.. તેણે રજ્જુબંધન ખોલવાની ઘણી મહેનત કરી પણ રેશમી દોરી જરાયે અળગી ન થઈ.

લગભગ અર્ધઘટિકાના પ્રયત્ન પછી તામ્રચૂડે આંખો ખોલી...

નંદકે કહ્યું : 'ગુરુદેવ, શું બન્યું ? આપની આવી દશા કોણે કરી ? આ બંધન મારાથી કેમ છૂટતાં નથી ?'

તામ્રચૂડે ઘણા જ ધીરા સ્વરે કહ્યું : 'વત્સ, કાળભૈરવીની કરવાલ લઈ આવ...એ કરવાલના સ્પર્શ વગર આ દોરી તૂટશે નહિ '

નંદક બીજા ખંડમાં આવેલી કાળભૈરવીની ભયાનક પ્રતિમા પાસે ગયો અને કાળભૈરવીના હાથમાંથી ચળકતી તલવાર ઉઠાવી લાવ્યો.

તામ્રચૂડે કહ્યું : 'નંદક, મા કાળભૈરવીનું સ્તોત્ર બોલ્યા પછી જ મારાં બંધન કાપજે...નહિ તો તલવાર તૂટી જશે '

નંદકે કાળભૈરવીનું સ્તોત્ર બોલવા માંડ્યું...સ્તોત્ર પૂર્ણ કર્યા પછી તેણે તલવાર વડે રેશમી દોરી કાપવા માંડી

થોડી જ વારમાં તામ્રચૂડ રજ્જુબંધનથી મુક્ત થઈ ગયો, પણ તેનામાં ઊભા થવાની કે બેઠા થવાની શક્તિ રહી જ નહોતી તે બોલ્યો : 'વત્સ, મને જાળવીને શય્યા પર સુવાડી દે.'

નંદકે તામ્રચૂડને ઉઠાવીને એક શય્યા પર સુવાડ્યો. ત્યાર પછી તે બોલ્યો : 'ગુરુદેવ, શ્રીપદ ક્યાં છે ?'

'દેવશાલ નગરીમાં...'

'તો પછી આપ...'

'એ વાત પછી કહીશ, મને પહેલાં પાણી પા...મારો કંઠ શોષાય છે.' તામ્રચૂડે કહ્યું.

નંદકે તરત ગુરુદેવને જળપાન કરાવ્યું.

સૂર્યોદય ક્યારનો થઈ ગયો હતો.

શ્રીપદ દેવશાલ નગરીનો ત્યાગ કરીને આશ્રમ તરફ આવી રહ્યો હતો.

ત્રીજે દિવસે તે આશ્રમમાં પહોંચ્યો, જોયું તો ગુરુદેવ શય્યાવશ હતા તેમનાથી ઊઠી બેસી શકાતું નહોતું.

શ્રીપદ એકદમ ગુરુદેવનાં ચરણ પાસે બેસી ગયો અને બોલ્યો: 'ગુરુદેવ . ગુરુદેવ...'

તામ્રચૂડે શ્રીપદ સામે નજર કરી...ત્યાર પછી કહ્યું: 'શ્રીપદ.. તું આવી ગયો! ઓહ્, કૌશિકની વાતમાં ધૈર્ય ન ગુમાવ્યું હોત તો...'

વચ્ચે જ શ્રીપદે કહ્યું. 'કૃપાળુ, હવે એની ચિંતા કરશો નહિ. આપને આરોગ્ય પ્રાપ્ત થાય એટલે બધું મળી ગયું...!'

તામ્રચૂડ કશું બોલ્યો નહિ.

અહીં રાજકુમારીએ નિર્વિઘ્ને અઠ્ઠમતું પૌષધવ્રત પૂર્ણ કર્યું હતું અને રાજાએ વ્રતની પૂર્ણાહુતિ નિમિત્તે પુષ્કળ દાન કરવા માંડ્યું હતું.

શાસનદેવની કૃપાથી એક મહાવિપત્તિ ચાલી ગઈ હતી, એનો હર્ષ રાજાને, મહારાણીને અને રાજકુમારીને ધર્મશ્રદ્ધામાં વધારે દૃઢ બનાવી રહ્યો હતો.

ધર્મક્રિયા એ કેટલી મહાન વસ્તુ છે અને ધર્મમાં સ્થિર રહેનારનું ધર્મ પોતે જ સહાય રક્ષણ કરે છે એ સત્ય રાજકુમારીના અંતરને વધારે તેજસ્વી બનાવી રહ્યું.

રાજાના અંતરમાં ધર્મ પ્રત્યે શ્રદ્ધા હતી, શ્રી જિનેશ્વર ભગવંતના માર્ગ પ્રત્યે પૂરેપૂરી લાગણી હતી, છતાં આજ તેઓને અનુભવ થયો કે ધર્મના બળ કરતાં વિશ્વમાં કોઇ બળ મહાન છે જ નહિ.

ધર્મનું બળ એ જ સાચું બળ છે...સાચી સાધના છે...સાચું ધન છે!

## પ્રકરણ ૫ મું

## ઉકેલ

આખરે સંસાર એ મહાવિપત્તિનો ઘૂઘવતો સાગર છે. એ વિપત્તિ માનવીના ચિત્તને અપ્રસન્ન રાખતી હોય છે, છતાં માનવી એને સહેલાઈથી છોડી શકતો નથી.

કારણ કે એના અંતરમાં તૃષ્ણાની આગ ભરી હોય છે. એને ઠારવા માટે તે મથતો હોય છે. એની સામે આશાનો સુરંગી બાગ ખડો થતો હોય છે અને ત્યાં જવા થાકીને લોથ થઈ જવા છતાં દોડતો હોય છે.

માનવીના મનમાં ચાલતી આ બને ક્રિયાઓ માનવીને નિરાંતનો આનંદ લેવા દેતી નથી.

મોટું રાજ્ય હોય, એક કરતાં એકવીસ હાજર થતા હોય, પાણી માગે ત્યાં દૂધ મળતું હોય, દોમદોમ સાહેબી હોય છતાં...

છતા સંસાર રૂપી વિપત્તિની જ્વાળા એને ઘેરીને જ હસતી હોય છે.

માનવી પાસે આરોગ્યનો ખજાનો હોય, ઉત્તમ સ્ત્રી હોય, ઉત્તમ બાળકો હોય છતાં તૃષ્ણાનો એકાદ કીડો એના મનને અશાંત બનાવતો જ હોય છે.

માનવી પાસે વિદ્યા હોય, વિજ્ઞાન હોય, ઈચ્છાશક્તિનો ખજાનો હોય, છતાં એકાદ લાલચ એવી પડી હોય છે કે એના કલેજાને તે સદાય ચૂંથતી હોય છે.

તામ્રચૂડની દશા લગભગ આવી જ થઈ ગઈ હતી. એની પાસે પ્રાણીસૃષ્ટિનું કલ્યાણ કરી શકાય એવી સિદ્ધિ હોવા છતાં તે પોતાનું ય કલ્યાણ વિચારી શકતો નહોતો.

કોઈ પણ વિજ્ઞાન પછી તે મંત્રવિજ્ઞાન હોય, તંત્રવિજ્ઞાન હોય કે યંત્રવિજ્ઞાન હોય .. એનું પરિણામ એના વૈજ્ઞાનિકની સમજશક્તિ પર જ અવલંબે છે.

આવા એકાદ વિજ્ઞાનની પ્રાપ્તિ પછી જો વૈજ્ઞાનિક જ્ઞાની હોય તો પ્રાણીમાત્રના કલ્યાણની કામના રાખીને પોતાના વિજ્ઞાનનો ઉપયોગ કરે છે અને તેને એમ સમજાય કે-આ વિજ્ઞાન કોઈ પણ દૃષ્ટિએ જન-કલ્યાણની સાધના કરતાં જનતાના વિનાશની સાધનામાં જ કારગત થાય તેવું છે તો પોતાની એ વિદ્યાને હંમેશ માટે કાળના થર તળે દાટી દે છે

તામ્રચૂડ આમાંનું કશું કરી શક્યો નહિ. કારણ કે નૂતન યૌવન પ્રાપ્ત કરવાની એક તૃષ્ણા તેના કલેજાને કોરી રહી હતી અને સંસાર પર વિદ્યાના બળે સત્તા ભોગવવાનું એક સ્વપ્ન એને સદાય અજાગૃત રાખી રહ્યું હતું.

દેવશાલની રાજકન્યા કલાવતી પોતાની તૃષ્ણાના બલિદાન માટે મેળવવા જતાં તામ્રચૂડને સજ્જડ તમાચો લાગેલો હોવા છતાં તે સભાન બની શક્યો નહોતો.

છેલ્લા ચાર મહિનાથી તે લગભગ સ્વસ્થ બનેલો હોવા છતાં તેની આશા-તૃષ્ણા વધારે પ્રજ્વલિત હતી.

માનવી જેમ જેમ આશાથી દૂર દૂર ફેંકાતો જાય છે તેમ તેમ એના પ્રાણમાં આશા પ્રત્યેની આસક્તિ વધારે તીવ્ર બનતી જાય છે.

આવા સમયે માનવી સભાન બનવો જોઈએ...પણ એમ બહુ ઓછું બને છે. કારણ કે શુભ જ્ઞાનની આરાધના વગર સભાન દશા પ્રાપ્ત થતી નથી.

સંસારમાં એવા પણ ઘણા માણસો હોય છે કે તેઓ વાતો સભાન દશાની કરતા હોય છે...પરંતુ એ કેવળ વાતો જ હોય છે. અંતરનું જાગરણ હોતું નથી. અને સામાન્ય જનતા આવા વાતવિલાસી· ઓનાં ચરણમા નમતી હોય છે. કારણ કે અંતરના અવગાહનની દૃષ્ટિ લોકો પાસે હોતી નથી.

તામ્રચૂડ પોતાના પ્રાણની તૃષ્ણાને તૃપ્ત કરવા ખાતર આશાના રંગીન ચિત્ર સામે એકધ્યાને જોઈ રહ્યો હતો. પોતે વૃદ્ધ થઈ ગયો છે. એક વાર પ્રયત્નમાં સજ્જડ રીતે હારી ગયો છે અને અત્યારે સાવ નિર્બળ બની ગયો છે...આ વાત નજર સામે જીવતી પડેલી હોવા છતાં તે જાગૃત નહોતો થઈ શક્યો. કારણ કે તે વૃદ્ધ બન્યો હતો...માત્ર કાયાથી. એનું મન તો નવયૌવનના તરંગો પર નાચતું કૂદતું હતું.

માનવી વૃદ્ધ થાય છે પણ એનું મન વૃદ્ધ નથી બનતું...અને જ્યાં સુધી મન વૃદ્ધ ન બને ત્યાં સુધી માનવી સભાન દશામાં પણ સુકાતો નથી.

તામ્રચૂડે આરોગ્ય પ્રાપ્ત કર્યા પછી નવયૌવનની પ્રાપ્તિ અર્થે વધારે પરિશ્રમ ઉગ્ર કરવાનો નિર્ણય કર્યો.

આ તરફ મહારાજ વિજયસેને પોતાની કન્યાને સુયોગ્ય પાત્ર મળે એ માટે પાઠવેલા પંડિતો પણ ચાર ચાર મહિનાના પ્રવાસ પછી

પાછા આવી ગયા હતા અને બધા પંડિતોએ પોતપોતાની કામગીરી સુપરત કરી દીધી હતી. દરેય પંડિતો જુદા જુદા વિભાગમાં ગયા હતા અને સુંદતાર્કિસ રાજકુમારોની તસ્વીરો તથા હકીકતો પ્રાપ્ત કરીને આવ્યા હતા.

આ બધી સામગ્રી પર મહારાજા અને મહારાણીએ બરાબર વિચારણા કરી જોઈ. ત્યાર પછી એક દિવસે બધી તસ્વીરો અને દરેક રાજકુમારની માહિતીવાળી નોંધો તેઓએ રાજકુમારીવાળા ખંડમાં મોકલાવી અને મહારાજાએ રાજકન્યાની સખી મારફત કહેવરાવ્યું કે, 'કોઈ પણ પ્રકારના સંકોચ વગર તને જે સાથી યોગ્ય લાગે તે પસંદ કરજે.'

રાજકુમારી પોતાની પ્રિય સખી પ્રસન્નમિત્રાને સાથે રાખીને બધી તસ્વીરો અને માહિતીપત્રો લઈને બેઠી.

પ્રસન્નમિત્રાએ બધી તસ્વીરોને એક હરોળમાં ગોઠવી દીધી અને દરેક તસ્વીર નીચે માહિતીપત્રકો મૂક્યાં. પછી તે બોલી: 'ચાલો......પસંદગી કરો '

રાજકન્યા અને પ્રસન્નમિત્રાએ એક વાર બધીય તસ્વીરો જોઈ લીધી. ત્યાર પછી કલાવતીએ કહ્યું : 'મિત્રા, તસ્વીરોનો પરિચય એ શું વાસ્તવિક પરિચય છે ?'

'વાસ્તવિક તો નહિ પણ આપ આપને યોગ્ય એવા સાથીદારની વરણી કરી શકો એટલી શક્યતા તો એમાં રહેલી જ છે'

'તસ્વીરોમાં જે રૂપ ઉપસી આવે છે તે માત્ર ચિત્રકારની કલાનો જ પરિચય છે......જેની છબી છે તેના વાસ્તવિક રૂપગુણનો પરિચય નથી.'

'ગુણનો પરિચય તો માહિતીમાંથી જ મળી શકાશે.'

'તું મારી વાતને સમજી નથી. સખી, ગુણનો પરિચય તો ઘણી વાર લાંબા પરિચય પછી પણ પ્રાપ્ત થઈ શકતો નથી. માહિતી-માંથી કેટલો પરિચય મળે ! જો, આ ચિત્ર...' કહી કલાવતીએ એક રાજકુમારનું ચિત્ર ઉઠાવ્યું અને કહ્યું : 'આ રાજકુમારની ચિત્રમાં જે આયુ જણાય છે તે માહિતીમાં નથી. ચિત્રમા કેવળ વીસેક વર્ષનો યુવાન લાગે છે...જ્યારે આ માહિતીમાં તેની વય અઠ્યાવીશ વર્ષની છે. ચિત્રમા આ કુમાર ઘણો તેજસ્વી લાગે છે. ગૌર વર્ણનો પણ લાગે છે. જ્યારે માહિતીમા પંડિતજીએ જણાવ્યુ છે કે, રાજકુમાર-નો વર્ણ ઘઉંવર્ણો છે...'

પ્રસન્નમિત્રાએ ચિત્ર જોયું અને માહિતી પણ વાંચી. તે બોલી : 'આપનુ કથન સત્ય છે..'

આ રીતે સાત આઠ ચિત્રો તપાસીને રાજકુમારીએ કહ્યું : 'હવે આપણે આવતી કાલે જોઈશુ'

'જેવી આપની ઈચ્છા...' કહી પ્રસન્નમિત્રાએ હાથમાંનું ચિત્ર યથાસ્થાને મૂકી દીધું.

બીજે દિવસે સવારે નિત્યકર્મથી નિવૃત્ત થયા પછી રાજકુમારી ફરી વાર પ્રસન્નમિત્રા સાથે તસ્વીરો જોવા ગઈ.

લગભગ બધી તસ્વીરો જોયા પછી રાજકુમારીએ કહ્યું : 'મિત્રા, આમા મને કોઈ પસંદ નથી.'

'રાજકુમારી, આપ આ શું કહો છો ? આમ તો જુઓ, આ સિંહલનો રાજકુમાર કેટલો સુંદર છે, અને વીરત્વથી ઊભરાતો જણાય છે' કહી પ્રસન્નમિત્રાએ સિંહલના રાજકુમારની તસ્વીર ઉઠાવી.

રાજકુમારી કલાવતીએ હસીને કહ્યું : 'આ સૌન્દર્ય કેવળ તસ્વીરનું છે...છતાં સાચું હોય તો પણ એની આંખમાં વિલાસ

દેખાય છે. વિલાસી જીવન એ સૌન્દર્ય નથી. વીરત્વ અને સુંદરતા વિલાસી જીવનથી નષ્ટ થાય છે.'

'દેવી ..'

'કેમ ?'

'જો માઠું ન લાગે તો કહું'

'પગલી, તું તો મારી સખી છે. મારી ભૂલ થતી હોય તો તારે મને ચેતવવી જોઈએ. સંકોચ વગર કહે'

પ્રસન્નમિત્રાએ એક વાર સિંહલના તરુણ રાજકુમારની તસ્વીર સામે જોઈને કહ્યું. 'રાજકુમારી, રાજાઓ વિલાસી ન હોય તો ..'

વચ્ચે જ રાજકુમારીએ હસતાં હસતાં કહ્યુઃ 'નહિ મિત્રા, રાજાઓ વિલાસી ન હોવા જોઈએ જો રાજા વિલાસી હોય તો એની પ્રજા કદી પણ સ્વસ્થ, સુખી અને સંયમી ન રહી શકે અને વિલાસ એ જીવનનો ગુણ નથી. રાજાએ તો વિલાસને પગ તળે પીસી નાખવો જોઈએ. જે દિવસે વિલાસી જીવન વચ્ચે રાજાઓ ગોંધાયેલા રહેશે તે દિવસે આ આર્યભૂમિ પરથી રાજાઓનો હંમેશ માટે અસ્ત થશે. વિલાસી રાજા પ્રજાનાં સુખદુખો સમજી શકતો નથી, અને વિલાસી રાજાના રાજ્યમા પ્રજાનો કલ્યાણમાર્ગ કદી પ્રશસ્ત કરી શકાતો નથી'

પ્રસન્નમિત્રા રાજકુમારીના ઉત્તમ વિચારોથી મુગ્ધ બની ગઈ. તે કશું ન બોલતાં પ્રસન્ન નજરે સામે જોઈ રહી.

થોડી વાર પછી તે બોલીઃ 'તો પછી આટલી બધી તસ્વીરોમાંથી આપને કોઈ ઉચિત નથી લાગતી ?'

'ના...'

'તો મહાદેવીને...'

'તારે જ કહી દેવાનુ છે કે, કલાવતીને એક પણ તસ્વીર પસંદ નથી પડી...'

'સંભવ છે કે તે કાળજીપૂર્વક નિરીક્ષણ ન કર્યું હોય'

'આ અંગે આપ મિત્રાને જ પૂછી જુઓ...બધી તસ્વીરો બરાબર જોઈ છે અને એની સાથે મેં સારી રીતે ચર્ચા પણ કરી છે' કલાએ કહ્યું.

મહારાણીએ પ્રસન્નમિત્રા સામે નજર કરી.

પ્રસન્નમિત્રા બોલી : 'મહાદેવી, રાજકુમારી સત્ય કહે છે'

'છતાં '

'શું ?' કલાએ મા સામે પ્રસન્ન નજરે જોયું.

'આવતી કાલે હું તારી સાથે એ ચિત્રોનું નિરીક્ષણ કરીશ

'ભલે..' કલાએ તરત કહ્યું.

ત્યાર પછી શ્રીમતી ઊભાં થયાં અને કન્યાને સૂઈ જવાની સૂચના કરીને વિદાય થયા.

બીજે દિવસે સવારે સ્નાનાદિ કાર્યથી નિવૃત્ત થયા પછી મહારાણી કન્યાને લઈને ચિત્રાગાર ખંડમાં ગયાં. રાજકુમારીની પ્રિય સખી પ્રસન્નમિત્રા પણ ગઈ.

મહારાણીએ એક પછી એક તસ્વીરો જોવા માંડી અને કંઈક ઠીક લાગે તે પ્રત્યે ધ્યાન આપવાનું સૂચન કરવા માંડ્યું.

કલાવતી તરત હસીને ઉત્તર આપતી 'મા, જુઓ ચિત્રમાં આ કુમાર સાવ નાનો લાગે છે. માહિતીમાં એની વય મોટી છે.'

મહારાણીને આ દલીલમાં તથ્ય જણાયું.

આ રીતે દસબાર પસંદગીની તસ્વીરો મહારાણીએ દેખાડી અને દરેક તસ્વીરની ચર્ચા કરી રાજકન્યાએ અતિવિવેકપૂર્વક પોતાની નાપસંદગી કારણો સહિત જણાવી.

માતાને આજે જ ખબર પડી કે કલાવતી હવે બાલિકા નથી.

બેસમજ નથી. એના જ્ઞાનનો અને એની દૃષ્ટિનો સ્વતંત્ર વિકાસ સારી રીતે થયેલો છે.

કન્યાની વાત મનમાં સ્વીકારીને માતા વિદાય થઈ, પરંતુ એના પ્રાણમાં એક ચિંતા ઘર કરી ચૂકી હતી. આવી સમજદાર, રૂપવતી અને ગુણવાન દીકરી માટે યોગ્ય મુનિવર પ્રાપ્ત ક્યાંથી કરવો?

મધ્યાહ્ન પછી મહારાણીએ મહારાજાને એકાંતમાં મળીને કલાકૃતીને તસ્વીરો શા માટે નથી ગમી એ વાત વિગતથી જણાવી, સાથોસાથ પોતાની ચિંતા વ્યક્ત કરી.

ગૃહસ્થ જીવનમાં જ્યારે કન્યા ઉંમરલાયક થાય છે અને એને યોગ્ય પાત્ર શોધવાનો પ્રશ્ન આંખ આગળ ખડો થાય છે ત્યારે માતા-પિતાના પ્રાણમાં ચિંતાનો અગ્નિ પ્રગટી ઊઠે છે.

સંસારમાં માતા-પિતા જેવું સંવેદન કોણ ભોગવે છે? બાળક ઉદરમાં હોય ત્યારથી મા એની ચિંતા સેવે છે...અને બાળક જન્મે છે ત્યારથી ઉંમરલાયક થાય છે ત્યાં સુધી માતા-પિતા એની કાળજી રાખવા પાછળ, એનું ભાવિ ઘડવા પાછળ અને એની તમામ જવાબદારીઓ પોતાની કરવા પાછળ પોતાના તનમનની સમગ્ર શક્તિ ખર્ચતાં હોય છે.

એટલું જ નહિ પણ, માતા-પિતાના પ્રાણમાં કોઈ પ્રકારનો સ્વાર્થ હોતો નથી. છતાં પોતે જીવે છે ત્યાં સુધી પોતાનાં બાળકો પ્રત્યે મમતા રાખતા હોય છે, એમના સુખદુઃખના આઘાત-પ્રત્યાઘાત ઝીલતા હોય છે.

એથી જ માતા-પિતાના ઉપકારનો બદલો કોઈ કાળે વાળી શકાતો નથી.

પ્રસન્નમિત્રાએ આ સમાચાર મહારાણી શ્રીમતીને આપ્યા. વાત સાંભળતાં જ મહારાણી વિચારમાં પડી ગયાં.

શું કરવું ? આટઆટલા રાજકુમારો–સુંદરમાં સુંદર રાજકુમારો–છતાં કલાવતીને કોઈ પસંદ ન પડ્યું !

સંધ્યા વખતે ઉપવનમાં ફરતાં ફરતાં મહારાણીએ સ્વામીને કહ્યું ' ' મહારાજ, પંડિતોનો શ્રમ નિષ્ફળ ગયો.'

' કયા પંડિતોનો શ્રમ ? ' રાજા વિજયસેન પ્રથમ કશું સમજ્યા જ નહિ

શ્રીમતીદેવીએ કહ્યું : ' કલાને એક પણ રાજકુમાર પસંદ ન પડ્યો '

' આ તું શું કહે છે ? તને આ વાત કોણે કહી ? આપણા પંડિતોએ ખૂબ જ શ્રમ લીધો છે, ઊંડી તપાસ કરીને ચિત્રો મેળવ્યાં છે...'

' છતાં કલાને કોઈ ચિત્ર ગમ્યું નહિ એની સખી પ્રસન્નમિત્રા મને કહી ગઈ' મહારાણીએ કહ્યું. થોડી પળો સુધી ગંભીર વિચારમાં મૌન રહીને મહારાજાએ કહ્યું ' દેવી, કલા તો હજી બાળક છે, તમે જ તેને સમજાવજો અને સુયોગ્ય પાત્રની પસંદગી કરાવવામાં સહાયક બનજો '

"એમ જ કરવું પડશે; આજે રાત્રે જ હું કલાને સમજાવીશ ' શ્રીમતીએ કહ્યું

અને રાત્રિના પ્રથમ પ્રહર પછી મહારાણી કન્યાના શયનગૃહમાં ગયાં. એ વખતે કલાવતી મહાર્ઘવીણા બજાવતી બેઠી હતી. પ્રસન્નમિત્રા મૃદંગ પર તાલ આપી રહી હતી.

માને ખંડમાં દાખલ થયેલ જોતાં જ કલાવતી વીણા એક તરફ મૂકીને ઊભી થઈ ગઈ અને સામે આવી નમસ્કાર કરતાં બોલી: 'કેમ મા, અત્યારે?'

'તારી વીણાના સૂર સાંભળીને આ તરફ આવી' કહી મહારાણી એક વિરામાસન પર બેઠાં

પ્રસન્નમિત્રા પણ મૃદંગ એક તરફ મૂકી મહારાણીને નમસ્કાર કરી, તેમની સામે નીચે બેસી ગઈ.

કલાવતી માની બાજુમાં બેઠી.

સંગીન સંબંધી બે ચાર પ્રશ્નો કર્યા પછી શ્રીમતીએ કહ્યું: કલા, પ્રસન્નમિત્રાએ મને જે વાત કહી હતી તે શું બરાબર છે?'

'હા, મા...'

'શું તને એક પણ તસ્વીર ન ગમી?'

'મા, આપ જ જુઓને, આપને પણ નહિ ગમે કેવળ રૂપ અથવા સમૃદ્ધિ અથવા વીરત્વ એ કંઈ જીવન નથી. મને દરેક ચિત્રમાં જે ગુણોનો આભાસ થવો જોઈએ તે ન થયો...'

શ્રીમતી એકની એક કન્યા સામે જોઈ રહ્યાં. ત્યાર પછી બોલ્યાં: 'કલા, મને એક વાતનું આશ્ચર્ય થાય છે'

કલાવતી પ્રશ્નભરી નજરે માતા સામે જોઈ રહી.

માતાએ કહ્યું. 'આટલી બધી તસ્વીરો...અને આપણા પંડિતોએ ખૂબ જ ચોકસાઈપૂર્વક પ્રાપ્ત કરેલ માહિતીઓ છતાં તને......'

વચ્ચે જ કલાવતીએ કહ્યું. 'મા, હું સત્ય કહું છું. એક પણ તસ્વીર મારા મનને આકર્ષી શકી નથી.'

એથી જ માતા-પિતા ગમે તેવાં કલાશીલ, ગરીબ કે અસભ્ય હોય તો પણ સર્વથી શ્રેષ્ઠ ગણાય છે.

મહારાજ વિજયસેન અને રાણી શ્રીમતી કન્યાના પ્રશ્ન અંગે ખૂબ જ ચિંતા સેવવા લાગ્યાં.

અને આ એક જ ચિંતામાં દિવસો જવા મંડયા.

ચતુર અને ગુણવાન સંતાનો પોતાનાં માતાપિતાની મનોવેદનાને તરત પારખી જાય છે.

રાજદુલારી કલાવતીએ અનાયાસ જોયું કે, કેવળ મારા જ ખાતર માતા-પિતા ખૂબ જ ચિંતા અને પરેશાની વેઠી રહ્યા છે.

એક દિવસ સંધ્યા સમયે મહારાજ અને મહારાણી ભવનના વિશાળ ઉપવનમાં આ અંગે બીજાં તપાસતા આવેલા સમાચારો પર વિચાર કરતા બેઠાં હતાં. ત્યાં હરિણી માફક દર્પભર્યાં હૃદયે નાચતી કૂદતી રાજકન્યા કલાવતી આવી પહોંચી અને માતા-પિતાને નમસ્કાર કરી એક આસન પર બેસી ગઈ.

મહારાજાએ પુત્રી સામે ખૂબ જ વાત્સલ્યભરી નજરે જોતાં કહ્યું : 'આજ તો તું બહાર જવાની હતી ને?'

'મિત્રા કંઈ કામ અંગે બહાર ગઈ છે એટલે હું રોકાઈ ગઈ. અને મારે આપશ્રી સમક્ષ...' કહેતાં કલાવતી અટકી ગઈ અને ધરતી તરફ જોવા માંડી.

'કંઈ કહેવું છે, કલા?' માએ પ્રશ્ન કર્યો.

'હા, મા...'

'તો કહેને...અચકાય છે શા માટે? શું કોઈ વસ્તુ મંગાવવી છે?' મહારાજાએ પ્રશ્ન કર્યો.

'ના પિતાજી, કોઈ વસ્તુની જરૂર નથી... પરંતુ મારે એક...' વળી કહેતાં કહેતા કલાવતી અટકી પડી.

શ્રીમતીએ ઊભા થઈ કલાની પાસે આવી, તેના મસ્તક પર હાથ મૂકી કહ્યું: 'શું કહેવું છે, બેટા?'

'મા, આપ મારા પ્રશ્ન અંગે ખૂબ જ ચિંતા સેવી રહ્યા છો... એ કરતાં...'

'શું?' આછા હાસ્ય સહિત વિજયસેને પ્રશ્ન કર્યો.

'બાપુજી, આપને જે યોગ્ય લાગે તેને હું સ્વીકારી લઈશ.' ધીમા સ્વરે ધરતી તરફ નજર રાખીને કલાવતી બોલી.

તરત મહારાજાએ કહ્યું: 'બહેન, જેની સાથે તારે જીવનભર જીવતર ગાળવાનું છે તેની પસંદગી તું જ કરે એ ન્યાય્ય કહેવાય.'

'તો પછી..'

'શું?'

'પિતાજી, આપ પ્રસન્નચિત્તથી આજ્ઞા આપો તો મને આવેલો એક વિચાર રજૂ કરું.'

'કલા, માતા-પિતા સમક્ષ સંતાનોએ મુક્ત ભાવે પોતાના મનની વાત કહેવી જોઈએ. તું જરા યે સંકોચ વગર કહે.' મહારાજાએ કહ્યું.

'પરંતુ બેટા, આ રીત કરવા જતાં સ્વયંવર રચવો પડશે...પણ એ વધારે ઉત્તમ છે...આંથી મારા મનને સંતોષ થશે.'

મહારાણીએ કન્યાની પીઠ પર હાથ ફેરવતાં કહ્યું: 'કલા, અમારી અડધી ચિંતા આજ હળવી બની ગઈ, પરંતુ તારા પ્રશ્નોનો યથાર્થ ઉત્તર નહિ મળે તો...'

કલાવતી ઉત્તર આપે તે પહેલાં જ મહારાજા બોલ્યા: 'દેવી, ભારતવર્ષમાંથી હજી જ્ઞાનનો અભાવ નથી થયો આપણી એકની એક કન્યાના સ્વયંવરમાં અનેક રાજાઓ ભાગ લઈ શકે એવી હું શાનદાર વ્યવસ્થા કરીશ'

માતા પિતાના મનની ચિંતા હળવી થયેલી જાણીને કલાવતીનું મન પણ આનંદિત થયું.

માતાએ કહ્યું: 'કલા, તારા પ્રશ્નો અસ્વાભાવિક અથવા..

'ના મા.. આજ રાત્રે હું આપને સમજાવીશ.' કલાવતીએ કહ્યું અને સહુ રાજભવનમાં જવા ઊભાં થયા.

## પ્રકરણ ૬ ઠ્ઠું

## સોનાની બેડી

પૂર્વ ભારતમાં કેટલાક પ્રદેશો હતા, એમા એક પ્રદેશનું નામ મંગલા પ્રદેશ હતું. મગલા પ્રદેશની રાજધાનીનું નામ શંખપુર હતુ. શંખપુરની જનતા સાસ્કૃતિક, આર્થિક અને આધ્યાત્મિક સંપત્તિ વડે સુખી હતી.

શંખપુર નગરીનું નિર્માણ ૯૭ બે દસકા પહેલાં જ થયું હતું. શંખપુરના નિર્માણની કલ્પના મંગલા પ્રદેશના મહારાજા શત્રુદમને કરી હતી.

શંખપુરના નિર્માણ પાછળ પિતૃકર્તવ્યની ભાવનાનો એક નાનો છતાં મમતાભર્યો ઈતિહાસ પડયો હતો.

મહારાજા શત્રુદમનની વય પચાસ વર્ષની થઈ ત્યારે તેને એક પુત્રરત્ન પ્રાપ્ત થયેલું અને જે દિવસે માતાને ગર્ભ રહ્યો હતો તે દિવસે ઉત્તરરાત્રિએ માતાને પંચજન્ય શંખનું સ્વપ્ન આવ્યુ હતું. આ સ્વપ્ન પરથી રાજયના મુખ્ય જ્યોતિષીએ ભાવિ રાખ્યું હતું કે મહારાણીને ઉત્તમ ગુણવાળો પુત્ર ઉત્પન્ન થશે

એમ જ બન્યું.

રાજાએ મહારાણીને આવેલા સ્વપ્નને જાગતી રાખવા અર્થે પુત્રનું નામ શખસેન પાડયુ. અને પ્રૌઢાવસ્થામા પુત્ર પ્રાપ્ત થયો હોવાથી ખૂબ જ દાનાદિ કર્મ વડે ઉત્સવ કર્યો હતો.

એટલું જ નહિ પણ, ગંગા નદીના કિનારા પાસે ઉત્તમ અને સગવડતાભરી જમીન પસંદ કરીને ત્યાં એક નગરી વસાવવાનો નિર્ણય કર્યો હતો.

નગરીના નિર્માણકાર્યમાં દસ વર્ષ ચાલ્યાં ગયા હતાં. રાજા શત્રુંજયને પોતાના ધનભંડારમાંથી કરોડો નૈયા એની પાછળ ખર્ચી હતા. ઉત્તમ પ્રકારના ભવનો, ભવનો, માર્ગો, વ્યાપારનાં ચકલાં, મંદિરો, પાન્થશાળાઓ, બજારો, વિવિધ પ્રકારનાં અભ્યાસ મંદિરો, અખાડાઓ વગેરે અનેક પ્રકારની સગવડતાઓ કરી હતી. એટલું જ નહિ પણ, ત્યાં વસવાટ કરવા ઇચ્છતી જનતાને આર્થિક સહાય પણ આપી હતી.

એના રાજ્યમાં માત્ર શ્રેમંતો પર જ સામાન્ય કરબોજ હતો. પરંતુ શંખપુરમાં વસનારાઓ માટે એ કરમાંથી પે મુક્તિ આપી હતી.

આવી વિશાળ સગવડતાઓને કારણે શંખપુર નગરી દરેક પ્રકારે સમૃદ્ધ બની શકી હતી. રાજાએ પણ પોતાની જૂની રાજધાની છોડીને આ અદ્યતન નગરીને જ રાજધાની તરીકે જાહેર કરી હતી.

નગરીમાં અનેક પ્રકારના ઉદ્યોગો ઊભા થયા હતા ખાસ કરીને કૌશેય વસ્ત્રો બનાવવાનો ઉદ્યોગ ભારે વિકાસ પામ્યો હતો અને સંગીત-કલા, નૃત્યકલા, તથા નાટ્યકલાનાં કેન્દ્રો પણ ખૂબ જ ખ્યાતિ પ્રાપ્ત કરી શક્યા હતા.

શંખપુર નગરીના નિર્માણ પછી તે માત્ર ત્રણ જ વર્ષમાં પૂર્વ ભારતના વ્યાપાર અને કલાના કેન્દ્રરૂપ બની ગઈ હતી.

ગંગાના કાંઠે નગરીનું નિર્માણ થયેલું હોવાથી જળમાર્ગે માલની આવજા મોટા પ્રમાણમાં થતી હતી અને નાવિકોના હજારો પરિવારો ગંગાની શોભા બનીને શંખપુરમાં વસ્યા હતા.

મહારાજા શત્રુંમન જૈનધર્મના ઉપાસક હતા, એટલે તેઓએ પાંચ લાખ સુવર્ણમુદ્રાઓનો ખર્ચ કરીને ભગવાન શ્રી વાસુપૂજ્ય સ્વામીનું એક ભવ્ય અને કલાપૂર્ણ જિનાલય બંધાવ્યું હતું.

એ સિવાય અનેક શૈવમંદિરો, માતૃમંદિરો અને શ્રી રામમંદિરોના પણ નિર્માણ થયાં હતાં.

વિદ્યાદાન આપનારા અનેક પંડિતો અને આચાર્યોને વસાવવામાં આવ્યા હતા

જનતા કદી પણ રોગગ્રસ્ત ન બને એટલા ખાતર રાજાએ રાજ્યના ખર્ચે ઉત્તમ પ્રકારના વૈદ્યોને વસાવ્યા હતા.

આ સમયે જનતાના અંતરમાં ધર્મ, નીતિ અને સદાચારની ત્રિવિધ જ્યોત પ્રકાશતી હોવાથી લોકોના આચાર અને વ્યવહાર એટલા સુંદર હતા કે તેઓનું આરોગ્ય ભાગ્યે જ કથળતું.

ભારતીય સંસ્કૃતિએ પ્રજાજીવનના વિકાસનું માપ ભૌતિક સુખ અને સગવડોની વિપુલતા વડે કદી માપ્યું નહોતું. લોકોને કોઈ પણ પ્રકારનું કાર્ય કરવાની તક મળે, લોકોના આરોગ્યને કદી હરકત ન આવે, લોકોની આયુષ્ય મર્યાદા દીર્ઘ હોય અને લોકોના જીવનમાર્ગમાં સદાયે ધર્મ તેમ જ સંસ્કારના પ્રદીપો માર્ગદર્શક તરીકે જલતા રહે. ભારતીય લોકજીવનના ઉચ્ચ ધોરણની આ એક અતિ સુંદર અને સરલ રેખા હતી.

લોકો જે દિવસે ભૌતિક સુખોની ભૂતાવળમાં ભરખાવા માંડે અને ધર્મ, સંસ્કાર, ચારિત્ર્ય તથા નીતિના પાયા પરથી નીચે ઊતરવા માંડે ત્યારે જ એમ માનવું કે લોકોનું જીવનધોરણ હવે નીચું જઈ રહ્યું છે.

આ રીતે લોકોનું જીવનધોરણ નીચું ન ઊતરે અથવા વિકૃત ન થાય તેની કાળજી રાખવાનું કર્તવ્ય રાજા ઉપર અને ધર્માચાર્યો પર હતું.

શત્રુદમન રાજાએ પોતાનું આ કર્તવ્ય બરાબર પાળ્યું હતું અને પોતાનો પુત્ર દરેક વિદ્યામાં પારંગત બનીને વીસ વર્ષનો થયો ત્યારે તેઓએ સ્વહસ્તે રાજગાદી પુત્રને સોંપી દીધી અને તેઓએ આ રીતે સંસારજીવનનું કર્તવ્ય પૂરું કરી, આત્મકર્તવ્ય બજાવવા માટે સંસાર-ત્યાગ કર્યો, અર્થાત્ શ્રી જિનેશ્વર ભગવંતોએ પ્રરૂપેલા ત્યાગમાર્ગે તેઓએ કદમ માંડયાં

પુત્ર, પરિવાર રાજ, ધન, સત્તા, યશ, કીર્તિ સઘળું છોડીને તેઓ ઉત્તરાવસ્થાએ પણ ત્યાગ માર્ગના કઠોર પર્વત પર જવા વિદાય થયા.

નવજવાન રાજા શંખસેનને વિદ્યાભ્યાસના ઉત્તમ સંસ્કારો મળ્યા હતા એટલે રાજ્યધૂરાનો બોજો ઉઠાવવામાં તેને કોઈ પ્રકારની મુશ્કેલી જણાઈ નહિ.

રાજા શંખસેન નવજુવાન, દેખાવડો. શૂરવીર, મહારથી અને ધનુર્વિદ્યામાં ઉત્તમ હતો, છતાં તેણે હજી સુધી લગ્ન નહોતાં કર્યાં. પિતા સંસારત્યાગી થયા પછી રાજ્યધૂરાનો બોજો ઉપાડયો એટલે રાજપરિવારના અન્ય સ્વજનોએ રાજા શંખને લગ્ન કરવાની વિનંતી કરી. પરંતુ રાજા શંખે સહુને હસીને એમ જ જણાવ્યું કે 'મારા પૂજ્ય પિતાશ્રી એક તરફ સંસાર ત્યાગ કરે અને પાછળથી હું તરત સંસારના ભોગમાં પડું એ ઉચિત નથી. વળી, મારી વય પણ મોટી થઈ નથી.'

શંખરાજને ઘણા મિત્રો હતા; એ બધામાં શ્રીદત્ત નામનો નવજવાન સાર્થવાહ તેનો ખાસ મિત્ર હતો. બંને હમેશાં મળ્યા-

વગર રહેતા નહિ. જો કોઈ દિવસે બંને મળી શક્યા ન હોય તો બંનેને ચેન પડે નહિ. રાજભવનનાં દ્વાર શ્રીદત્ત માટે સદાય ખુલ્લાં રહેતાં હતાં. એના આવાગમન પર કોઈ પણ પ્રકારની રોકટોક થતી નહોતી.

શ્રીદત્ત પણ સમાન વયનો હતો. તે ગયા વરસે પરણ્યો હતો. તેના પિતા ગજશ્રેષ્ઠી વ્યાપારના મહાન નિષ્ણાત હતા. સ્વબળ વડે તેઓએ અઢળક સંપત્તિ પ્રાપ્ત કરી હતી. અને એકના એક પુત્ર શ્રીદત્તને પણ વાણિજ્યશાસ્ત્રમાં પાવરધો કરી ધંધાનો બોજો એના મસ્તક પર મૂકી દીધો હતો.

સંધ્યા વીતી ગઈ હતી.

રાજભવનનો પ્રત્યેક ખંડ દીપમાલિકાઓના પ્રકાશથી ઝગઝગી રહ્યો હતો.

શંખરાજા પોતાના મિત્ર શ્રીદત્તની રાહ જોઈ પ્રાંગણના એક ઉપવનમાં બેઠો હતો. ગઈ કાલે શ્રીદત્ત આવી શક્યો નહોતો એટલે શંખનું હૃદય મિત્રદર્શન વગર ભારે વિહ્વળ બની ગયું હતું. તેણે મુખ્ય પ્રતિહારને આજ્ઞા પણ કરી હતી કે 'શ્રીદત્ત આવે એટલે તેને અહીં મારી પાસે લઈ આવજો.'

રાત્રિની બે ઘટિકા વીત્યા પછી શ્રીદત્ત રાજભવનમાં આવ્યો. મહાપ્રતિહારે નમસ્કાર કરતાં કહ્યું : 'શેઠજી, મહારાજ સંધ્યાકાળથી આપની રાહ જોઈ રહ્યા છે'

'મહારાજ ક્યાં બિરાજે છે?'

'ઉપવનમાં બેઠા છે...આપ મારી સાથે પધારો'

શ્રીદત્ત મહાપ્રતિહાર સાથે પ્રાંગણના ઉપવનમાં ગયો. શંખરાજાએ મિત્રને જોતાં જ કહ્યું : 'ઓહ દત્ત, ક્યાં ગૂમ થઈ ગયો હતો? ગઈ

કાલ મેં તારી દોઢ પ્રહર સુધી રાહ જોઈ હતી.. સવારે એક પરિચારકને પણ મોકલ્યો હતો.. શુ કરતો હતો ?'

સામેના એક આસન પર બેસતા અચ્છા હાસ્ય સહિત શ્રીદત્ત બોલ્યો · 'શુ કરુ, મારુ મન તો આપની પાસે જ હતું...પરંતુ ગઈ કાલે ન છૂટકે શ્રીમતીના આગ્રહને વશ થઈ ગંગાકિનારે જવું પડયું હતું.. સવારે આપનો માણસ આવેલો પરંતુ હું એ વખતે માલનાં વહાણોને વિદાય આપવા ગયો હતો'

'પછી તારા પ્રવાસનું શું થયુ ?'

'પરમ દિવસે જવું જ પડશે'

'દેવીની પણ દયા નથી આવની !'

'શું કરુ, મિત્ર ? પિતાજીને આ અવસ્થાએ જો નિશ્ચિત ન કરું તો કેટલું ખરાબ ગણાય ? બાકી, દેવીનો પ્રશ્ન તો પતી ગયો છે.'

'એટલે ?'

'નીરજા એક સમૃદ્ધ સાર્થવાહની જ પુત્રી છે એટલે તે જાણે છે કે પુરુષો કાઈ પત્નીનો છેડો પકડીને ઘરમાં બેસી ન રહે'

'તો પછી નીરજાએ રજા આપી, એમને ?'

'હા. .રજા આપ્યા વગર ચાલે પણ નહિ...એના કોમળ આત્માને વિરહનો અગ્નિ દઝાડતો તો રહેશે, પરંતુ મિલનનુ સચું મૂલ્યાંકન વિરહ વગર સમજાતું નથી. એના માટે કંઈક ઉત્તમ અલંકારો કે પ્રસાધનની સામગ્રી લાવીશ એટલે પ્રસન્ન થઈ જશે' શ્રીદત્તે હસતાં હસતાં કહ્યું

તરત નવજુવાન રાખે હસતા હસતા કહ્યુ: 'તો પછી મિત્રને પ્રસન્ન કરવા પણ તારે કંઈક લાવવું જોઈશે ને ?'

'હા...આપને પ્રસન્ન કરવા માટે શું લાવવું તે મે નક્કી પણ કરી રાખ્યું છે.'

'મને કહે તો ખરો.. શુ લાવવા માગે છે?' શંખના નયનો પણ હસી રહ્યા હતાં. બાજુમાં ગોઠવેલી દીપમાલિકાના પ્રકાશ વડે નયનોમાં નાચતી હાસ્યરેખાઓ શ્રીદત્ત જોઈ શકયો હતો.

'એક નવજવાન પુરુષને શોભે તે ..'

'ઓહો' નવજવાન પુરુષને તો તલવાર શોભે, ધનુષ્યબાણ શોભે, રત્નની માળા શોભે ..'

'એવી કોઈ નિર્જીવ વસ્તુ નહિ...'

'ત્યારે?'

'એક સજીવ, ભાવનાથી ધબકતી અને કદી પ્રાણથી વિખૂટી ન પડે એવી સોનાની બેડી લાવવા ઇચ્છું છુ.'

શ્રીદત્તના શબ્દો સાંભળીને શંખ ખડખડાટ હસી પડયો અને હસતા હસતાં બોલ્યો 'વાહ મિત્ર! પરણ્યા પછી તું પણ કવિ બની ગયો લાગે છે! સોનાની બેડી અને તે પણ સજીવ! મને લાગે છે કે તું જો આ પ્રમાણે કલ્પનાના તરંગોમાં રમતો રહીશ તો એકાદ વર્ષમાં નીરદા તને અર્ધપાગલ જેવો બનાવી દેશે...'

'આપની વાત સત્ય છે સુંદર અને પ્રેમાળ પત્નીના સહયોગથી પુરુષ સદાય કાવ્યની કલ્પનાકુંજમા જ રમતો હોય છે! અને મિત્ર, સંસારમાં માત્ર ડાહ્યા બની રહેવું એમાં આનંદ પણ નથી... અર્ધપાગલ બનવામાં જે મસ્તી હોય છે, તેની કલ્પના વાણીમા કહેવી અશક્ય છે! પ્રેમીઓ, સંતો અને ત્યાગીઓ એ બીજાની દૃષ્ટિએ અર્ધપાગલ જ ગણાતા હોય છે...પરંતુ ખરી રીતે તેઓ વધારે સુખી અને સંતોષી હોય છે.'

'હા હાં...હા. મિત્ર, મને ભય લાગે છે કે પ્રવાસમાં તારી માનસિક પરિસ્થિતિ...'

'મીઠા સ્મરણુથી સમતોલ રહેશે' વચ્ચે જ શ્રીદત્તે કહ્યું.

શંખરાજાએ કહ્યું: 'હં...સજીવ સોનાની બેડી!'

'હા...! અર્ધ પાગલ બનાવે તેવી..'

'હે?'

'હવે સમજાયું ને?'

'મિત્ર, ખરું કહું તો મારી ભાવના સોનાની બેડીમાં ઝકડાઈ રહેવાની છે જ નહિ.'

'એ તો પછી જોયું જશે પ્રવાસમાં હું છેક દક્ષિણ ભારતમાં જવાનો છું. માર્ગમાં મને કોઈ ઉત્તમ રાજકન્યા દેખાશે તો હું અવશ્ય પ્રયત્ન કરીશ' શ્રીદત્તે કહ્યું

શંખરાજાએ ઊભા થઈ મિત્રના ખભા પર હાથ મૂક્યો અને કહ્યું: 'દત્ત, તારા ગયા પછી તારી પત્નીને વિરહાગ્નિ કેટલો પ્રજાળશે એની કલ્પના હું નથી કરી શકતો, પરંતુ મને તો અવશ્ય તું નિરંતર યાદ આવવાનો...ચાલ આપણે ભવનમાં જઈએ.'

બંને મિત્રો રાજપ્રાસાદમાં ગયા. ત્રીજે દિવસે સૂર્યોદય પછી શ્રીદત્ત લગભગ સો એક માણસો અને એક હજાર અશ્વો, બળદો, ઊંટો વગેરે વાહનો પર ભરેલા માલ સાથે માતા-પિતાને નમસ્કાર કરી, પત્નીને નેહનજરે નિહાળી પ્રવાસ માટે વિદાય થયો.

નગરીથી બે કોસ દૂર સુધી શંખરાજા તેને વળાવવા સાથે રહ્યો અને બંને મિત્રો જ્યારે વિખૂટા પડ્યા ત્યારે બંનેનાં નયનો સજળ બની ગયાં હતાં.

વિદાય લેતી વખતે શ્રીદત્તે ગળગળા સ્વરે કહ્યું: 'મિત્ર, ધર્મારાધન ભૂલશો નહિ .આપણે વર્ષોથી શ્રી જિનપૂજાની પ્રતિજ્ઞા લીધી છે... એને બરાબર જાળવી રાખજે. હું પણ કદી ભૂલીશ નહિ ..આપણી મૈત્રીનુ એ મંગળમય સ્મરણ છે'

'મિત્ર, મારો પણ તને એ જ ઉપદેશ છે. પ્રવાસમાં તું કદી ધર્મને ચૂકીશ નહિ. ધર્મ એ જ સર્વ સમયે સહાયક છે, કવચ છે' અને મિત્રો વિખૂટા પડ્યા.

શ્રીદત્ત દક્ષિણના પ્રવાસે ઊપડયો, શંખરાજા પોતાની રાજધાની શંખપુરમાં આવ્યો.

લગભગ ત્રણેક મહિનાના પ્રવાસ પછી શ્રીદત્ત દેવશાલ નગરીમાં પહોંચ્યો. માર્ગમાં તેણે પોતાની પાસેનો ઘણો માલ વેચી નાખ્યો હતો, પરંતુ દેવશાલમાંથી અનેરો માલ લઈ જવાની ભાવનાએ તે દેવશાલ નગરીમાં આવ્યો હતો.

દેવશાલ નગરીનું પાદર જોતા જ તેને પોતાનુ વતન યાદ આવ્યુ ત્યાં ગંગા હતી, અહી ગોદાવરી હતી ત્યા નગરી ફરતા નાના મોટા અનેક ઉદ્યાનો હતા, અહીં પણ અતિ સુંદર રળિયામણા અને અનેકવિધ પુષ્પોની ફોરમથી મહેકતા ઉદ્યાનો હતા.

તેણે દેવશાલ નગરીની બહારના એક ઉદ્યાનમા પડાવ નાખ્યો અને પોતે પોતાના એક સેવકને લઈને નગરીમા નિવાસ કરવા ગયો.

શ્રીદત્તનો મુખ્ય મુનીમ ઘણો કાબેલ હતો. અને તે કાફલાને બરાબર સંભાળી રહ્યો હતો.

નગરીમા સાર્થવાહો, રાજકુમારો, પર્યટકો એવા અન્ય ભદ્રપુરષોને ઊતરવા માટે પાન્થશાળાઓ હતી અને ગુણના ભંડાર સમી ગણિકાઓના નિવાસ પણ હતા.

જે લોકો પાસે ધનની વિપુલતા હોય અને વધુ સગવડતાથી રહેવા માગતા હોય તે લોકો મોટે ભાગે ગણિકાના મંદિરે જ અતિથિરૂપે જતા હતા.

આ ગણિકાઓ નિયત કરેલું ધન લઈને અતિથિઓને સાચવતી, નૃત્ય, સંગીત અને કલા વડે મનોરંજન પણ આપતી.

શ્રીદત્ત જીવનમાં પ્રથમ વાર જ આ નગરીમાં આવ્યો હતો અને સાવ અજાણ્યો હતો ..પરંતુ તે જોઈ શક્યો હતો કે લોકો ઘણા પ્રમાણિક છે, સત્ય બોલનારા છે અને વિનયી છે.

શ્રીદત્તે બેચાર ભદ્રપુરુષોને ઉત્તમ ગણિકાના આવાસ માટે પૂછતા સહુએ ચંદ્રમુખી નામની ગણિકાના આવાસની ભલામણ કરી અને શ્રીદત્ત પોતાના માણસ સાથે ચંદ્રમુખી ગણિકાના આવાસે પહોંચ્યો.

ચંદ્રમુખીનો આવાસ પ્રથમ નજરે જોતાં જ શ્રીદત્ત ચમક્યો. કોઈ વિશાળ રાજભવન સામે તેનો પ્રાસાદ હતો, પ્રાસાદ ફરતું વિશાળ ઉપવન હતું. ઉપવનમાં નાનું સરોવર હતું. વિવિધ પ્રકારનાં પશુપંખીઓ હતાં અને અતિથિઓના આનંદ માટે પુષ્પભવનો પણ રચ્યાં હતાં.

ચંદ્રમુખીના-પ્રાસાદના મુખ્ય દ્વાર પર આઠ ચોકિયાતો શસ્ત્રસજ્જ બનીને ઊભા હતા શ્રીદત્તને અંદર આવતો જોતાં જ ચોકિયાતોએ વિનયાવનત થઈને કહ્યુ: 'શ્રીમાનનો પરિચય?'

'હું શંખપુર નગરીનો સાર્થવાહ શ્રીદત્ત છું. આ નગરીની પ્રશંસા સાંભળીને થોડા દિવસ રહેવા માટે આવ્યો છુ. દેવી ચંદ્રમુખીના અતિથિ રૂપે રહેવાની મારી ભાવના છે'

'શ્રીમાનનું કલ્યાણ થાઓ, આપના જેવા સુજ્ઞ અતિથિને જોઈને અમારાં દેવી ખૂબ પ્રસન્ન થશે આપનો સરસામાન?'

'હું એક વણઝાર સાથે આવ્યો છું. મારા માણસો વગેરે નગરીની બહાર એક ઉદ્યાનમાં ઊતર્યા છે...'

'પધારો ત્યારે...' કહી એક માણસ માર્ગદર્શક રૂપે આગળ થયો.

થોડી જ વારમાં ભવ્ય પ્રાસાદ આવ્યો શ્રીદત્ત સાથે આવેલો ચોકિયાત સોપાનશ્રેણી પાસે ઊભો રહ્યો ..અને બે જ પળમાં એક પરિચારિકા સામે આવી.

ચોકિયાતે કહ્યું. 'શ્રીમાન શંખપુરના સાર્થવાહ છે...દેવીના અતિથિ બનવા પધાર્યા છે' ત્યાર પછી તેણે શ્રીદત્ત સામે જોઈને કહ્યું: 'શ્રીમાન, આપ આ બહેન સાથે ભવનમાં પધારો...આપ સુખપૂર્વક નિવાસ કરી શકશો...'

પરિચારિકાએ શ્રીદત્તને નમસ્કાર કર્યા અને આવકાર આપી પોતાની સામે આવવા જણાવ્યું.

શ્રીદત્ત તથા તેના માણસને લઈને પરિચારિકા એક ખંડમાં ગઈ.

એ ખંડમા એક વૃદ્ધ દેખાતી સ્ત્રી બેઠી હતી...તેની આસપાસ બે ત્રણ યુવતીઓ બેઠી હતી.

પરિચારિકાએ વૃદ્ધાને નમસ્કાર કરતાં કહ્યું: 'મા, શંખપુર નગરીના આ સાર્થવાહ મહાશય અત્રે થોડા દિવસ રહેવા ઇચ્છે છે.'

વૃદ્ધાએ શ્રીદત્ત સામે જોયુ અને કહ્યું: "પધારો શ્રીમાન, અમારે ત્યાં બે પ્રકારની સગવડ છે. પ્રથમ પ્રકારની સગવડ પ્રાપ્ત કરવી હશે તો આપશ્રીને રોજની પચાસ મુદ્રાઓ આપવી પડશે અને બીજા પ્રકારની સગવડ જોઈતી હશે તો માત્ર દસ મુદ્રાઓ આપવાની રહેશે"

શ્રીદત્તે કહ્યું: 'હું પ્રથમ પ્રકારની સગવડ પ્રાપ્ત કરવા ઇચ્છુ છું.'

વૃદ્ધાએ તરત જ બેઠેલી યુવતીઓમાંથી એક સામે જોઈ કહ્યું. 'ચિત્રા, શ્રીમાનને વિશિષ્ટ ખંડમાં લઈ જા અને એમની આજ્ઞાનું પાન કરવાની જવાબદારી તારે ઉઠાવી લેવી...'

લગભગ અઢાર વર્ષની સુંદર અને સ્વચ્છ જણાતી ચિત્રા ઊભી થઈ...શ્રીદત્ત સામે બે હાથ જોડીને બોલી: 'શ્રીમાન, મારી સાથે પધારો.'

ચિત્રા શ્રીદત્ત અને તેના માણસને લઈને ખંડ બહાર નીકળી ગઈ

દક્ષિણ દિશાના મુક્ત વાતાયનવાળા એક ભવ્ય ખંડમાં દાખલ થયા પછી ચિત્રાએ કહ્યુ. 'શ્રીમાન, આપના નિવાસ માટેનો આ ખંડ છે...આપના પરિચારકને પણ આપ આપની સાથે રાખી શકશો અથવા તો એના શયનની વ્યવસ્થા બાજુના ખંડમાં કરવાને ઇચ્છતા હશો તો તેમ પણ બની શકશે. આપની સેવામાં ચાર દાસીઓ નિયુક્ત કરવામાં આવશે.. આપ થોડી પળો વિશ્રામ લો...આપના સ્નાનની વ્યસ્થા હુ કરું છું.'

'દેવી ચંદ્રમુખીનાં દર્શન ક્યારે થશે?' શ્રીદત્તે કહ્યું.

'આપ સ્નાનાદિથી નિવૃત્ત થશો એટલે દેવી પોતે જ આપને મળવા પધારશે' કહી ચિત્રા નમસ્કાર કરીને ચાલી ગઈ.

શ્રીદત્તે પોતાના માણસ સામે જોઈને કહ્યું: 'વલ્લભ, ખંડ ઘણો સુંદર છે...તારી શય્યા પણ અહીં જ કરાવશું'

વલ્લભે કહ્યુ: 'શેઠજી, પેલી દાસી સ્નાનની તૈયારી કરવા ગઈ છે, પરંતુ આપનાં વસ્ત્રો વગેરે તો...'

'ઓહ! તુ આપણા પડાવે જા અને મારાં વસ્ત્રો વગેરે લઈ આવ.. તને માર્ગ તો મળશે ને?'

'હા શેઠજી, પરંતુ અહીંથી બહાર જવાનો માર્ગ...' વલ્લભ વાક્ય પૂરું કરે તે પહેલાં જ એક દાસીએ ખંડમાં પ્રવેશ કર્યો અને નમસ્કાર કરતાં કહ્યું : 'શ્રીમાન, કંઈ આજ્ઞા છે?'

'મારા આ વિશ્વાસુ ભૃત્યને ભવન બહાર લઈ જાઓ...મારાં વસ્ત્રો બહાર પડાવમાં પડ્યાં છે એટલે તે લઈ આવશે.'

દાસીએ કહ્યું : 'નીચે વાહન તૈયાર જ છે.. ચાલો, હું આપને નીચે લઈ જાઉં.'

દાસી વલ્લભને લઈને વિદાય થઈ.

શ્રીદત્ત એક વિરામાસન પર બેઠો.

## પ્રકરણ ૭ મું
## સર્પદંશ

સાર્થવાહ શ્રીદત્તનાં વસ્ત્રો તથા બીજો જરૂરી સામાન લઈને વલ્લભ તરત આવી ગયો.

વસ્ત્રો આવ્યાં એટલે શ્રીદત્ત એક પરિચારિકા સાથે સ્નાનાગારમાં ગયો.

સ્નાનાગાર જોતાં જ શ્રીદત્તની આંખો ચાર થઈ સ્નાનાગાર વિશાળ હતું. નહાવા બેસવા માટે મધ્યમાં સંગેમરમરનું એક આસન હતું. ચાંદીનાં આઠ મોટાં જળપાત્રો ભરેલાં તૈયાર હતા...ચારમાં ઉષ્ણ જળ હતું, ચારમાં શીત જળ હતું.

બાજુમાં એક ત્રિપદી પર સુવર્ણનો થાળ પડ્યો હતો એ થાળમાં સોનાનાં ત્રણ કચોરાં હતાં એકમાં સુગંધથી મહેકતું ઉબટન હતું. એકમાં શતપકતૈલ હતું અને ત્રીજામાં અંગરાગ માટેનો સત્ત્વાર્ક હતો. સત્ત્વાર્કની સુગંધ ચંપો, ગુલાબ અને માલતીનાં તાજાં ફૂલો જેવી આવતી હતી.

પરિચારિકાએ કહ્યું: 'શ્રીમાન! આપ આ આસન પર બિરાજો .. હું આપને તૈલમર્દન કરી દઉં.'

'નહિ બહેન, હું સ્વયં કરી લઈશ.' શ્રીદત્તે કહ્યું.

પરિચારિકા નમસ્કાર કરીને પાછી વળી એના મનમાં થયું, અતિથિ સુંદર છે પણ આંખોથી ક્રર લાગે છે.

પરિચારિકાના ગયા પછી શ્રીદત્તે સ્નાનાગારનું દ્વાર અંદરથી બંધ કર્યું

સ્નાનાદિથી નિવૃત્ત થયા પછી શ્રીદત્ત મુખ્ય ખંડમાં આવ્યો. વલ્લભ શેઠની રાહ જોતો જ બેઠો હતો. શેઠને આવેલા જોતાં જ તે ઊભો થઈ ગયો અને બોલ્યો : 'શેઠજી, ચિત્રા ભોજનનું પૂછવા આવી હતી.'

'તેં સ્નાન કર્યું ?'

'ના ..'

'તો જા...'

વલ્લભ ઊભો થાય તે પહેલાં જ ચિત્રા ખંડમાં આવી અને મૃદુ સ્વરે બોલી : 'આપના ભૃત્ય માટે બીજા સ્નાનાગારમાં વ્યવસ્થા કરી છે.'

'સારું..' શ્રીદત્તે કહ્યું.

ચિત્રા બોલી. 'આપ ભોજનમાં શું લેશો ?'

'જે હશે તે ચાલશે.'

'આપને કોઈ વિશિષ્ટ પ્રકારની સમગ્રી બનાવરાવવી હોય તો ..'

'નહિ ચિત્રા ..જે હશે તે ચાલશે'

'સારુ ત્યારે, હું વ્યવસ્થા કરીને આપને બોલાવવા આવીશ. ત્યાંસુધી પણ આપને ભોજનગૃહમાં જ આવવા પધારશો'

એક બીજી પરિચારિકા અંદર આવી અને તે વલ્લભને લઈને અન્ય સ્નાનાગાર તરફ ગઈ.

ચિત્રા ભોજનની તૈયારી કરવા વિદાય થઈ.

શ્રીદત્તને લાગ્યું કે આ ભવનમાં ખૂબ જ મમતાભર્યો વ્યવહાર કરવામાં આવે છે. દરેક પરિચારિકા સૌમ્ય અને શાંત જણાય છે. ચિત્રા તો જાણે શાંત છતાં અવિરત સ્મિત વરસાવતી સ્મિતા સમી દેખાય છે. ધાર્યો કરતા ચાર છ દિવસ વધુ રહેવાની ભાવના જાગે એવું સુંદર સ્થળ છે.

શ્રીદત્ત જીવનમાં પહેલી વાર આવા લાંબા પ્રવાસે નીકળ્યો હતો. પોતાના પ્રદેશમાં તેણે ઘણી વાર પ્રવાસ કર્યો હતો અને બે ચાર ગણિકાઓના ભવનમાં પણ ગયો હતો. પરંતુ અહીં જેવી શાંતિ અને પવિત્ર ભાવનાની સૌરભ તે ક્યાંય જોઈ શક્યો નહોતો.

આ ભવનમાં આવ્યા પછી તેને એમ જ લાગતું હતું કે પોતે પોતાના ભવનમાં જ બેઠો છે.

સ્નાનાદિથી નિવૃત્ત થઈને વલ્લભ આવી ગયો. શ્રીદત્તે પોતાના સમવયસ્ક ભૃત્યને જોતાં જ કહ્યું: 'કેમ વલ્લભ, સ્નાનાગારમાં આનંદ પડયો ને?'

'હા, શેઠજી...સ્નાનાગારમાં જળપાત્રો રૌપ્યનાં હતાં...પરિચારિકાના વિવેકની તો કોઈ સીમા નહોતી.' એક આસન પર બેઠક લેતાં વલ્લભે કહ્યું.

બને આ ભવનની સાધન-સામગ્રીની વાતો પૂરી કરે તે પહેલાં જ ચિત્રા ખંડમાં દાખલ થઈ અને નમસ્કાર કરતાં બોલી: 'શ્રીમાન, ભોજન તૈયાર છે.'

'ચાલો...' કહીને શ્રીદત્ત ઊભો થયો.

ચિત્રા બંનેને લઈને ભોજનગૃહમાં ગઈ.

ભોજનગૃહ જોઇને શ્રીદત્તને ખૂબ જ નવાઈ લાગી. કોઇ પણ રાજભવનમાં જેટલી સ્વચ્છતા હોય તેટલી સ્વચ્છતા દેખાતી હતી.

સુવર્ણના બે બાજોઠ પર સુવર્ણના બે થાળ પડયા હતા, બેસવાના પાટલા પણ સુવર્ણના જડતરની કારીગીરીવાળા હતા.

ચિત્રાએ બંનેના હાથપગ ધોવરાવ્યા. ત્યાર પછી બનેને ભોજન માટે ગોઠવેલા આસન પર બેસાડ્યા.

ત્રણ પરિચારિકાઓ વિવિધ પ્રકારની ખાદ્યસામગ્રી લઈને આવી પહોંચી અને ચિત્રાએ બંનેની થાળીમાં પીરસવાનું શરૂ કર્યું

એ જ સમયે આ ભવનની અધિશ્વરી અને ગુણની રાશિ સમી ગણિકા ચંદ્રમુખી ભોજનખંડમાં પોતાની પ્રિય પરિચારિકા સુલોચના સાથે દાખલ થઇ.

તેણે ભોજનખંડમાં દાખલ થતાં જ શ્રીદત્ત સામે સહાસ્ય વદને જોઈ, બે હાથ જોડી મસ્તક નમાવી કહ્યું. 'શ્રીમાન સુખરૂપ છે?'

શ્રીદત્ત ફાટી આંખે આ રૂપાંગના સામે જોઈ રહ્યો. શું આ પોતે જ દેવી ચંદ્રમુખી હશે? ચિત્રા શ્રીદત્તનો મનોભાવ કળી જતાં બોલી, 'દેવી ચંદ્રમુખી...'

'ઓહ! દેવી, આપના ભવનમાં ખૂબ જ સુખ અનુભવી રહ્યો છું' શ્રીદત્તે કહ્યું.

બંનેની સામે પડેલા એક આસન પર બેસતાં ચંદ્રમુખીએ કહ્યું. 'હું ધન્ય બની. આપ કોઈ પ્રકારનો સંકોચ રાખશો નહિ. સંધ્યા પછી આપને બહાર ફરવા જવુ હશે તો વાહન તૈયાર જ હશે.'

'આજ તો ક્યાંય નથી જવું. લાંબો પ્રવાસ કરીને આવું છું એટલે આજ આરામ લઇશ' શ્રીદત્તે કહ્યું

ચિત્રા મિષ્ટાન્ન પીરસી રહી હતી. એ તરફ નજર જતા જ શ્રીદત્ત બોલી ઊઠ્યો. 'ચિત્રા ..આટલું બધું નહિ ચાલે...મારો આહાર...'

ઉત્તરમાં ચંદ્રમુખીએ હસતાં હસતા વચ્ચે જ કહ્યું. 'આપ તો પૂર્વ ભારતના વતની છો એટલે આપને જે પ્રિય હોય તે જ સામગ્રી તૈયાર કરાવી છે.'

શ્રીદત્ત કશું બોલ્યો નહિ. ચંદ્રમુખીના તેજસ્વી વદન સામે જોઈ રહ્યો.

માત્ર વીસ વરસની નવયૌવના!

ઉત્તમ રૂપ...! ઉત્તમ અલંકારો...!

ઉત્તમ વસ્ત્રો ..! છતાં કોઈ પ્રકારનો ગર્વ નથી! વિનય, વિવેક અને ભાવનાનો જાણે ત્રિવેણીસંગમ ચંદ્રમુખીના નયનોમાં રમી રહ્યો છે!

પોતાના તરફ સ્થિર નજરે જોઈ રહેલા શ્રીદત્ત સામે સહાસ્ય વદને જોયતે ચંદ્રમુખી બોલી: 'શ્રીમાન, ભોજનનો પ્રારંભ કરો.'

શ્રીદત્ત અને વલ્લભે ભોજનની શરૂઆત કરી.

હજી સંધ્યાને બેએક ઘટિકાની વાર હતી.

ચંદ્રમુખી બંને અતિથિઓને આગ્રહપૂર્વક ભોજન કરાવતી હતી. શ્રીદત્ત સમજતો હતો કે વધારે લઈ શકાશે નહિ, છતાં ચંદ્રમુખીના આગ્રહ આગળ તે કશું બોલતો નહોતો.

ચંદ્રવદનાઓના ઈશારા પર પુરુષ પામર બની જતો હોય છે એ કંઈ નવી વાત નથી, જુગજૂની છે.

પુરુષ ગમે તેવો ધીર હોય, કઠોર હોય કે સત્તાધીશ હોય પરંતુ સુંદર રમણીના નયન પલકાર આગળ તે સાવ બિચારો બની જાય છે.

શ્રીદત્ત ચંદ્રમુખીના આગ્રહની જરાયે અવગણના કરી શકતો નહોતો

ચંદ્રમુખીએ મૃદુમધુર સ્વરે કહ્યું : શ્રીમાન, ભોજનમાં આપ જરાયે સંકોચ ન રાખશો. મને લાગે છે કે આપ ખૂબ જ શરમાળ છો '

' નહિ દેવી.. એવું કશું નથી. આપના આગ્રહને વશ થઈને માત્રાથી એટલું જમાઈ ગયું છે કે કદાચ આવતી કાલના પ્રાતભોજનનો મારે ત્યાગ કરવો પડશે ' શ્રીદત્તે કહ્યું.

ચંદ્રમુખીએ આછા હાસ્ય સહિત કહ્યું : ' મેં આપને એટલો બધો આગ્રહ નથી કર્યો.. જો આપ પ્રાતઃભોજનનો ત્યાગ કરશો તો મને દુઃખ થશે.

' તો પછી હવે આગ્રહ ન કરશો મારી એક બીજી પણ મુશ્કેલી છે '

'કેમ ? કઈ મુશ્કેલી છે ? '

' થાળી ધોઈને પીવાનું વ્રત છે.'

' ઓહ ..ત્યારે આપ જૈનમતાવલંબી છો ? '

' હા દેવી...'

' ઉત્તમ...અમારા મહારાજા વિજયસેન પણ જૈન ધર્માનુયાયી છે. તો પછી આપ રાતની બેઠકમાં નહિ પધારો ? '

' બેઠક ? '

' નૃત્ય અને સંગીતનો કાર્યક્રમ હંમેશ પ્રથમ પ્રહર પછી થાય છે. એ વખતે મારા અતિથિઓ અને નગરના રસિકજનો આવતા હોય છે.' ચંદ્રમુખીએ કહ્યુ

' ભલે . હું પણ બેઠકમાં હાજરી આપીશ...'

' બેઠકમાં આપ મૈરેય, સિધુ આસવ કે મદ્ય જે કાંઈ ઇચ્છશો તે મળશે '

'નહિ...દેવી...એ વસ્તુનો મારે ત્યાગ છે...સૂર્યાસ્ત પછી હું જળપાન નથી કરતો' કહી શ્રીદત્તે ભોજન પૂર્ણ કર્યું અને થાળી ધોઈને પીવી શરૂ કરી

ચંદ્રમુખીને ત્યાં અનેક પ્રકારના અતિથિઓ પણ આવતા હતા... પરંતુ રાતના જળપાન પણ ન કરે એવો અતિથિ કોઈ વાર આવતો નહોતો. નવજવાન શ્રીદત્તની આવી ભાવના જોઈને ચંદ્રમુખી આશ્ચર્ય-વિમૂઢ બની ગઈ.

શ્રીદત્ત અને વલ્લભ ભોજન કરીને ઊભા થયા એટલે એક પરિચારિકા મુખવાસનો થાળ લઈને આવી.

શ્રીદત્તે માત્ર બે લવિંગ લીધાં.

ચંદ્રમુખી પણ ઊભી થઈ ગઈ અને બોલી: 'ભવનના ઉપવનમાં જવું હોય તો...'

'જઈશ.'

'બેઠક શરૂ થશે ત્યારે ચિત્રા આપને બોલાવવા આવશે.'

'સારું' કહી શ્રીદત્ત ભોજનગૃહમાંથી બહાર જવા અગ્રસર થયો.

ચંદ્રમુખી નમસ્કાર કરીને ચાલી ગઈ.

સંધ્યાને એક ઘટિકાની વાર હતી.

બરાબર આ સમયે દેવશાલના રાજભવનમાં એક ભારે ગંભીર પ્રસંગ બની ગયો હતો.

સૂર્યાસ્ત પહેલાં ભોજનાદિથી નિવૃત્ત થઈને રાજપરિવાર શ્રી જિનેશ્વરદેવનાં દર્શનાર્થે મંદિર તરફ ગયો

વળતાં કલાવતી, તેની માતા શ્રીમતી અને મહારાજા વિજયસેન મંદિરના બહારના ચોકમાં ગોઠવેલાં આસનો પર બેસી ગયાં. એક

નવજવાન યુવરાજ જયસેન પોતાના બે મિત્રોની સાથે ઉપવનમાં ફરવા અર્થે ચાલ્યો ગયો.

સંધ્યા વીતી ગઈ.

રાજભવનમાં દીપમાલિકાઓ પ્રગટી ઊઠી

મંદિરમાં રાજકુમારી કલાવતીએ જિનેશ્વરભગવતની આરતી ઉતારવી શરૂ કરી. રાજરાણીએ આરતીનાં વાદ્યો વગાડવા માંડ્યા.

યુવરાજ જયસેન મિત્રો સાથે વાતો કરતો કરતો ઉપવનમાં ફરી રહ્યો હતો.

રાત્રિનો અંધકાર શરૂ થઈ ચૂકયો હતો......

અને એ અંધકાર કંઈક ગાઢ બને તે પહેલાં જ એક કુંજમાંથી બહાર નીકળી રહેલા એક ભયંકર કાળા નાગે યુવરાજના પગ ઉપર જોરથી ડંખ માર્યો અને યુવરાજે એકાએક તીવ્ર ચીસ નાખી.

એના બંને મિત્રો પાછળ હતા. બંને ચમકયા...એકની નજર ત્યાંથી સુસવાટો મારીને જઇ રહેલા નાગ પર પડી.

જયસેન એકદમ નીચે બેસી ગયો હતો પગમાં ઉપાન હોવા છતાં નાગે પિંડી પર ડંખ માર્યો હતો નાગડંખની કાળી બળતરા થતી હતી' બને મિત્રો નજીક આવી ગયા...

જયસેને કહ્યું: 'મિત્ર, તું પિતાજીને સમાચાર આપ...મને વિષધરે ડંખ માર્યો લાગે છે.'

એક મિત્ર દોડતો ઘર તરફ જવા લાગ્યો...પરતુ ત્યાં તો ઉપવનના રક્ષકો જે આસપાસ હતા, તે યુવરાજશ્રીની ચીસ સાંભળીને દોડતા આવી રહ્યા હતા

બીજો મિત્ર પોતાના ઉત્તરીયની કિનાર ફાડીને યુવરાજને જ્યાં

ડંખ મારવામાં આવ્યો હતો તે જ જગ્યાએથી ચાર આગળ ઊંચે સખત રીતે બંધ બાંધવા માંડ્યો.

ઉપવનના રક્ષકો આવી પહોંચ્યા.

રક્ષકોએ તત્કાળ યુવરાજને ઊંચકીને ભવન તરફ જવા માંડ્યું

ભવન પાસે પહોંચતા જ જયસેન જોઈ શક્યો કે માતા-પિતા, બહેન અને અન્ય માણસો ઉતાવળથી ભવનની સોપાનશ્રેણી ઊતરી રહ્યા છે.

સૌથી પ્રથમ રાજદુલારી કલાવતી આવી પહોંચી અને ભાઈ સામે જોઈને બોલી: 'ભાઈ, શું થયું ?'

'કોઈ વિષધરે ડંખ દીધો છે.' જયસેન કંઈક વેદનાભર્યા સ્વરે બોલ્યો

ઉપવનના રક્ષકો યુવરાજને ઉઠાવીને સોપાનશ્રેણી ચડવા માંડ્યા

ઘડીક પહેલાં આનંદ હતો, કિલ્લોલ હતો, અને શાંતિ–હતી . અને અત્યારે?

સંસારનું સ્વરૂપ આવું જ છે એક પળ પહેલાં જ્યાં આનંદની છોળો ઊડતી હોય ત્યાં વળતી જ પળે આક્રંદની ચિનગારીઓ વેરાતી હોય છે.

રાજા વિજયસેન અને રાણી શ્રીમતી એકના એક પુત્રના વેદનાભર્યા વદન સામે જોઈ રહ્યા હતાં તેઓની વાક્‌શક્તિ જાણે રૂંધાઈ ચૂકી હતી

યુવરાજને એક ખંડમાં એક શય્યા પર સુવાડવામાં આવ્યો.

મહારાજાએ તરત રાજવૈદ્યને બોલાવવા મહાપ્રતિહારને રવાના કર્યો. મહાદેવીએ શ્રીમતી પુત્રના શ્યામ પડતી શિરા તરફ જોયું...

નાગનો ડંખ સ્પષ્ટ દેખાતો હતો. રાણીએ પુત્રના માથા ઉપર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું : 'જય, વેદના કેવીક થાય છે ?'

'બહુ જ થાય છે, મા...'

કલાવતીએ ભાઈનો હાથ પકડીને કહ્યું : 'ભાઈ, મનમાં નવકાર મંત્રનું સ્મરણ ચૂકીશ નહિ...એ મહામંત્ર દિવ્ય ઔષધિરૂપ છે.'

'હા બહેન...' કહી જયસેન મનમાં નવકારનું સ્મરણ કરવા માંડ્યો.

રાજપરિવારના અન્ય સભ્યો પણ એકત્ર થઈ ગયા. રાજભવનની દાસ-દાસીઓ પણ ખંડ બહાર ભેગા થવા માંડ્યાં.

મહારાજાએ પુત્રની પાસે બેસતાં કહ્યું : 'જય બેટા, જરાયે ગભરાઈશ નહિ...કલાએ કહ્યું તે ભૂલીશ નહિ'

જયસેને પિતા સામે જોઈને ધીરેથી કંઈક કહ્યું.

એકાદ ઘટિકા પછી રાજવૈદ્ય આવી પહોંચ્યો.

એ સમયે જયસેન લગભગ મૂર્છિત બની ગયો હતો...માત્ર તેના અધર ફફડી રહ્યા હતા...તે મનમાં નવકાર ગણી રહ્યો હતો.

રાજવૈદ્યે નાડીપરીક્ષા કરી, ડંખનું સ્થાન તપાસ્યું, નેત્રો જોયાં.. ત્યાર પછી મહારાજ સામે જોઈને કહ્યું : 'મહારાજ, કોઈ ભયંકર વિષધરે ડંખ માર્યો લાગે છે વિષનો પ્રભાવ વ્યાપક બની રહ્યો છે.'

વચ્ચે મહાદેવી શ્રીમતીએ કહ્યું : 'વૈદ્યરાજ, તત્કાળ ઉપચાર શરૂ કરો...'

'હા દેવી...' વૈદ્યરાજે પોતાની ઔષધપેટિકા ખોલી અને એક ઔષધ કાઢીને સુરમા મારફત યુવરાજની આંખમાં આંજ્યું.

થોડી જ પળોમાં ઔષધનો ચમત્કાર દેખાયો...યુવરાજની મૂર્છિત સ્થિતિમાં પરિવર્તન થયું...યુવરાજના કંપતા અધર સ્પષ્ટપણે નવકારનો ઉચ્ચાર કરવા માંડ્યા.

ત્યાર પછી વૈદરાજે એક ઔષધ દ્રવ્યમાંથી એક માત્રા પાણીમાં મેળવીને યુવરાજને એ માત્રા પાઈ દીધી.

સહુ નિર્વાક બનીને જોઈ રહ્યા હતાં.

અને વૈદરાજે એક ગોટી જેવું ઔષધ કાઢી ત્યાં ને ત્યાં પાણી સાથે ઘસી એનો લેપ ડંખવાળી જગ્યા ઉપર લગાડ્યો.

યુવરાજે આંખો ખોલી. અને ચારે તરફ નજર ફેરવવા માંડી. એને પણ અનુભવ થયો કે વેદના કંઈક હળવી પડી રહી છે...

અર્ધ ઘટિકા પછી વૈદરાજે ફરી વાર એક માત્રા યુવરાજના મોઢામાં નાખી, અને કહ્યું: 'મહારાજ, એકાદ શેર ગોઘૃત મંગાવો.'

બહાર ઊભેલા માણસો ઘી લેવા દોડ્યા. ભવનના પાકગૃહમાં જ ગોઘૃતનું પાત્ર હતું...થોડી જ વારમાં આવી ગયું.

વૈદરાજે યુવરાજને ગોઘૃત પાવા માંડ્યું.

એકાદ શેર ગોઘૃત પાયા પછી વૈદરાજે મહારાજ સામે જોઈને કહ્યું: 'મહારાજ, વિષનો પ્રભાવ ભયંકર છે...વમન નહિ થાય તો પરિસ્થિતિ ઘણી...'

રાજવૈદ વાક્ય પૂરું કરે તે પહેલાં જ મહારાજાએ કહ્યું: 'નગરમાંથી અન્ય વૈદ અથવા વિષ ઉતારનારાને કોઈને બોલાવ્યા હોય તો...'

'હા મહારાજ, એવો પ્રબંધ કરવો જ જોઈએ.' રાજવૈદે કહ્યું.

અને વળતી જ પળે માણસો રવાના થયા.

રાજવૈદે ફરી વાર યુવરાજની આંખમાં વિષહર અંજન અંજ્યું.

કલાવતી તો આંખો બંધ કરીને નવકારનું જ સ્મરણ કરતી ઊભી હતી.

યુવરાજ જયસેનને સર્પદંશ થયાના સમાચાર વાયુવેગે પ્રસરવા માંડ્યા હતા.

રાજ્યના મુખ્ય મંત્રી, અન્ય મંત્રીઓ, રાજપુરોહિત વગેરે એક પછી એક આવવા માંડ્યા.

નગરના ઉત્તમ ગણાતા વૈદો અને સર્પવિષ ઉતારનારા માંત્રિકો પણ આવી પહોંચ્યા.

રાત્રિનો બીજો પ્રહર પૂર્ણ થયો અને ઔષધોનો પ્રભાવ પણ પૂર્ણ થયો

અનેક ઉપચારો કરવા છતા રાજકુમાર વિષમુક્ત બની શક્યો નહિ.

શરીરનો રંગ પણ ધીરે ધીરે ફરવા માંડ્યો. ચેતનાશક્તિનો હ્રાસ થવા માંડ્યો. હવે તો માત્ર તેના શ્વાસ અતિ ધીરે ફરકતા હતા.

અને ભાઈના કલ્યાણની કામના સાથે ઊભેલી બહેન કલાવતી આંખો બંધ કરીને નવકાર મંત્રનું અખંડ સ્મરણ કરી રહી હતી.

આ સમયે ચંદ્રમુખીના ભવનમાં સંગીત અને નૃત્યની બેઠક બરાબર જામી હતી.

શ્રીદત્ત અને બીજા પાંચ છ અતિથિઓ ઉપરાંત નગરના કેટલાક શ્રીમંત નવજવાનો પણ બેઠકમાં બેઠા હતા.

ચંદ્રમુખી પોતે એક સુમધુર ગીત ગાઈ રહી હતી. એના હાથમાં વીણા હતી...મૃદંગ અને અન્ય વાજિંત્રો વગાડનારા વાદ્યકારો પણ દેવી ચંદ્રમુખીના શાસ્ત્રીય સંગીતને સાથ આપી રહ્યા હતા.

શ્રોતાને એમ જ થયું કે, માનવલોકમાં જો આવું સંગીત હોય તો સ્વર્ગનાં કથાનકો કેટલાં સત્ય હશે!

મધ્યરાત્રિ થઈ ગઈ હતી. પતિના વિરહથી વેદના અનુભવી રહેલી એક નારીના અંતરભાવ ચંદ્રમુખીના ગીત દ્વારા વ્યક્ત થઈ રહ્યા હતા.

હજી ગીત એના પ્રથમ પાદમાં જ હતું.. વિલંબલયની માધુરી પ્રત્યેક શ્રોતાના પ્રાણને ઝણઝણાવી રહી હતી.

અને ભવનનો એક મુખ્ય પરિચારિક ખંડમાં આવ્યો. એનો ચહેરો કંઈક ગંભીર હતો. તે દેવી ચંદ્રમુખી સામે જોઈ રહ્યો...પરંતુ સંગીતની રાણી તો ગીતની દુનિયામાં ડોલી રહી હતી સ્વર, શ્રુતિ, આલાપ અને તાલની લહરીઓમાં ચંદ્રમુખીની સમગ્ર ચેતના જાણે તદાકાર બની ગઈ હતી.

મુખ્ય પરિચારિક રાહ જોઈ શક્યો નહિ. ગંભીર સ્વરે બોલ્યો: 'દેવી...'

પરંતુ ચંદ્રમુખી તો રાગિણીના રૂપમાં ભીંજાઈ ગઈ હતી

પરિચારિકે ફરી વાર કહ્યું: 'દેવી. '

અને જાણે અંતરાત્માને સખત આંચકો લાગ્યો હોય તેવા ભાવે ચંદ્રમુખીએ પરિચારિક સામે જોયું...બધા પ્રેક્ષકોએ પણ જોયું...

પરિચારિકે કહ્યું: 'દેવી, રાજભવનમાં ઈશ્વરી કોપ વરસી રહ્યો છે. સંધ્યા સમયે યુવરાજશ્રીને સર્પદંશ થયો હતો...ઔષધોપચાર નિષ્ફળ નીવડી રહ્યો છે, ગારુડી વિદ્યાના જાણકારો પણ કશું કરી શકતા નથી. રાજભવનના એક માણસ પાસેથી હમણાં જ હું જાણી શક્યો છું કે યુવરાજ અચેત થઈ ગયા છે...સારાયે નગરમાં મહારાજાના માણસો સર્પવિષ ઉતારનારાઓને શોધી રહ્યા છે'

વાદ્યો બંધ પડી ગયાં.

રાગિણી તૂટી ગઈ.

ચંદ્રમુખીએ કહ્યું : 'ઓહ્, આપણા પવિત્ર મહારાજા પર ઘોર સંકટ ઊતરી પડ્યું...'

શ્રીદત્તે પરિચારક સામે જોઈને કહ્યું: 'કોઈ પણ ઉપાયે સર્પ-વિષ ઊતરતું નથી?'

'હા શેઠજી, બધા ઉપાયો નિષ્ફળ નીવડ્યા છે.'

શ્રીદત્તે ચંદ્રમુખી સામે જોઈને કહ્યું: 'દેવી, આ નગરીમાં હું આજે જ આવ્યો છું, સાવ અપરિચિત છું. જો આપ મને રાજ-ભવનમાં લઈ જાઓ તો...'

'શું આપ સર્પવિષ ઉતારી શકો છો!'

'હા...મારી પાસે એક દિવ્ય ઔષધ છે...ગમે તેવા ભયંકર સર્પના વિષને પણ એ ઉતારી નાંખે છે. મૃત્યુના મુખમાં ધકેલાયેલા માનવીને પણ એ ઔષધ પાછા વાળે છે.'

'ધન્યવાદ...! ઔષધ ક્યાં છે?'

'મારા પડાવમાં છે...વલ્લભ લઈ આવશે' કહી શ્રીદત્તે વલ્લભ સામે જોઈને કહ્યું. 'વલ્લભ, તું એક વાહન લઈને પડાવે જા અને મુનીમજીને કહી ઔષધપેટી લઈ આવ...અમે રાજભવન તરફ જઈએ છીએ.. તું પણ ત્યાં જ આવજે'

વલ્લભ તરત મુખ્ય પરિચારક સાથે વિદાય થયો.

બધા શ્રોતાઓ ઊભા થઈ ગયા હતા. ચંદ્રમુખીએ સર્વ તરફ નજર કરીને કહ્યું. 'આપ સર્વની ક્ષમા માગી લઉં છું. પરમકૃપાળુ પરમાત્મા આપણા પ્રિય મહારાજને આરોગ્ય પ્રદાન કરે એવી આપ સહુ પ્રાર્થના કરજો'

શ્રીદત્તે કહ્યું : 'દેવી, આપનો કોઈ માણસ મારી સાથે આવે તો...

'શ્રીમાન, હું જ આપની સાથે આવું છું. અમારા રાજા પવિત્ર, ધર્મિષ્ઠ અને પ્રજાવત્સલ છે...એમનું દુઃખ એ અમારું પણ દુઃખ છે. હુ વસ્ત્રપરિવર્તન કરીને હમણાં જ આવું છું. આપ ચિત્રા સાથે નીચે પધારો.'

શ્રીદત્ત ચિત્રા સાથે નીચે ચાલ્યો અને થોડી જ પળોમાં વસ્ત્રો બદલીને ચંદ્રમુખી આવી ગઈ.

ચંદ્રમુખીનો ખાસ રથ તૈયાર થઈને ઊભો હતો. એ રથને તેજસ્વી અશ્વો જોડવામાં આવ્યા હતા.

ચંદ્રમુખી શ્રીદત્ત અને પોતાની અંગત દાસી સુલોચના સાથે રથમાં બેઠી.

સારથિ સામે જોઈને ચંદ્રમુખીએ કહ્યું: 'સારથિ, રાજભવનમાં જવા દે...ગતિ તીવ્ર રાખજે.'

'જેવી આજ્ઞા...' કહીને સારથિએ રથ ગતિમાન કર્યો.

ચંદ્રમુખીએ શ્રીદત્ત સામે જોઈને પ્રશ્ન કર્યો: 'શું આપ વૈદ્યરાજ છો?'

'ના દેવી.. અમારે અવારનવાર પ્રવાસે જવું પડે છે, એટલે કેટલાંક ઔષધો સાથે રાખવાં પડે. કોઇ વાર વનવગડામાં રાત્રિવાસો કરવો પડે અને કોઈને સર્પ કરડે તો રુધિરફળદાયક ઔષધ રાખવું જોઈએ.' શ્રીદત્તે કહ્યું.

'આપની પાસે જે ઔષધ છે તે અનુભૂત છે?'

'હા દેવી ચાર પાંચ પેઢીથી આ દિવ્ય ઔષધ અમારી પાસે પરંપરાથી ચાલ્યું આવે છે અને એ ઔષધ વડે સેંકડો માનવીનાં

પ્રાણની રક્ષા થઈ શકી છે. એ ઔષધ એટલું ચમત્કારિક છે કે કદી પણ નિષ્ફળ જતું નથી.' શ્રીદત્તે જણાવ્યું.

'આપને યશ મળે અને અમારા યુવરાજ બચી જાય.' ચંદ્રમુખીએ કહ્યું.

રથ નક્ષત્રવેગે રાજમાર્ગ પરથી પસાર થઈ રહ્યો હતો.

મધ્યરાત્રિ વીતી ગઈ હોવા છતાં આ સમાચારથી નાગરિકો ટોળે મળીને નાનામોટા ચોકમા એકત્ર થયા હતા અને યુવરાજ જયસેન વિષના પ્રભાવથી મુક્ત થઈ જાય એવી ભાવના ભાવી રહ્યા હતા.

## પ્રકરણ ૮ મું

# નવું જીવન

રાજભવનમાં અનેક આગેવાનો, રાજકર્મચારીઓ, મંત્રીઓ, સામંતો વગેરે ગમગીન બનીને બેઠા હતા.

મહાદેવી શ્રીમતી પુત્રની અચેત અવસ્થા જોઈને અંતરમાં ગૂંગળામણ અનુભવી રહ્યાં હતાં.

એક જનેતાના અંતરમાં સંતાનના આવા કપરા સમયે કેટલી વેદના જાગતી હોય છે, તે માત્ર માતાનું જ અંતર જાણતું હોય છે.

ગારુડીઓ હાથ ખંખેરી...નિરાશ થઈને બેઠા હતા.

સમર્થ વૈદ્યરાજો વારંવાર નાડીપરીક્ષા કરતા અને ચિંતાતુર બનીને પોતાના સ્થાને બેસી જતા.

મહારાજા કરુણ નજરે એકના એક પુત્રની આવી કપરી સ્થિતિ જોઈને ગંભીર ભાવે બેસી રહ્યા હતા. એમનામાં જાણે કશું બોલવાનું એ બાકી ન રહ્યું હોય એમ લાગતું હતું.

શું કરવું? કયો ઉપાય સેવો? કોના આશીર્વાદ મેળવવા? આ પ્રશ્નો સહુના હૈયાને વલોવી રહ્યા હતા.

એક માત્ર રાજદુલારી કલાવતી શાંત અને સ્વસ્થ ભાવે ભાઈના કલ્યાણની કામના વડે નવકાર મંત્રનું સ્મરણ કરી રહી હતી. તેનું

મન કેવળ નવકારમંત્રની આરાધનામાં જ સ્થિર બન્યું હતું. એના અંતરની શ્રદ્ધા પોકારી રહી હતી કે, જે નવકાર મંત્ર ભવોભવનાં બંધન કાપવાની શક્તિ ધરાવે છે, જે નવકાર મંત્ર શાશ્વત સુખના માર્ગમાં પ્રકાશરૂપ બને છે, જે નવકારમંત્ર અનંત ઐશ્વર્ય આપવાની શક્તિ ધરાવે છે, તે નવકારમંત્ર ભાઈને પરમ ઔષધરૂપ નહિ બને ? .. આવી પડેલા દુઃખના નિવારણનો મહામંત્ર નહિ બને ? જરૂર બનશે...જે મંત્ર સ્વર્ગનાં સુખ આપી શકે છે ..અનંત સુખનો માર્ગ પ્રકાશી શકે છે .તે મહામંત્ર આવા સામાન્ય સુખો તો અવશ્ય આપે .' આ અચળ શ્રદ્ધાના બળ પર રાજકુમારી કલાવતી એકાગ્ર બનીને ઊભી હતી.

વાતાવરણ નિઃસ્તબ્ધ અને ગંભીર બની ગયું હતું.

એક એક પળ જતી અને વેદનાનો સાગર છલકાવી જતી.

આ ગંભીર સમયે ચંદ્રમુખી શ્રીદત્તને લઈને આવી પહોંચી.

રથમાંથી નીચે ઊતરી શ્રીદત્તે જોયું . હજી વલ્લભ આવ્યો નહોતો તે ચંદ્રમુખીની પાછળ પાછળ રાજભવનની વિશાળ સોપાનશ્રેણી ચડવા માંડ્યો

સોપાનશ્રેણી પર કેટલાક રક્ષકો ઊભા હતા ચંદ્રમુખીએ એક રક્ષક સામે જોઈને કહ્યું. 'અમારે યુવરાજશ્રી પાસે જવું છે ..અતિથિ સર્પવિષનો ઉપચાર જાણે છે.'

રક્ષકે કહ્યું : 'આપ પધારો. .સ્થિતિ ઘણી ગંભીર છે..'

રક્ષક જરા આગળ થાય તે પહેલાં જ વાયુવેગે એક રથ આવી પહોંચ્યો.

રાત્રિનો અંધકાર હતો છતાં શ્રીદત્ત જોઈ ગયો કે વલ્લભ એક નાની પેટિકા સાથે રથમાંથી ઊતરી રહ્યો છે.

શ્રીદત્તે કહ્યું: 'દેવી, ઔષધપેટિકા આવી ગઈ છે.'

ત્યાં તો છલાંગો મારતો વલ્લભ આવી પહોંચ્યો અને શ્રીદત્તના હાથમાં ઔષધપેટિકા સોંપતા બોલ્યો: 'મને બહુ વાર તો નથી થઈ ને?'

'ના. અમે પણ ચાલ્યાં જ આવીએ છીએ.' શ્રીદત્તે કહ્યું.

ત્રણેય રક્ષકની પાછળ પાછળ ગયા.

ભવનની ઓસરીમાં અનેક માણસો બેઠા હતા. રક્ષકે ત્યાં બેઠેલા મહામંત્રી સામે જોઈને કહ્યું. 'મંત્રીશ્વર, દેવી ચંદ્રમુખી પોતાના એક અતિથિને લઈને આવ્યાં છે. તેઓ સર્પવિષ ઉતારી શકે છે.'

'ધનભાગ્ય!' કહી મહામંત્રીએ ઊભા થઈ આડીઅવળી કશી વાત ન કરતાં ત્રણેયને યુવરાજવાળા ખંડમાં લઈ ગયા.

વિષાદભર્યો વદને મહારાજા બેઠા હતા.

ચિકિત્સકો અને ગારુડીઓ પણ હારેલા યોદ્ધા માફક બેઠા હતા.

મહામંત્રીએ મહારાજા પાસે જઈ કહ્યું: 'મહારાજ, કોઈ વિદેશી અતિથિને લઈને દેવી ચંદ્રમુખી આવેલ છે વિદેશી સજ્જન સર્પવિષ ઉતારવાની ઇચ્છા રાખે છે.'

મહારાજે ચંદ્રમુખી સામે જોયું. ચંદ્રમુખીએ તથા શ્રીદત્તે મહારાજાને નમસ્કાર કર્યા.

શય્યા પર અચેતનાવસ્થામાં યુવરાજ પડ્યો હતો. તેના શ્વાસોશ્વાસની ગતિ પણ એટલી મંદ બની ગઈ હતી કે સામાન્ય માનવીથી જાણી પણ ન શકાય.

શ્રીદત્તે યુવરાજના કપાળ પર હાથ મૂક્યો...ત્યાર પછી તે કંઈક આનંદભર્યા સ્વરે બોલી ઊઠ્યો: 'મહારાજ, વિષનો પ્રભાવ ઊતરી જશે. કૃપા કરીને તત્કાળ શીત જળનાં દસબાર મોટાં પાત્ર

મંગાવો...અને એવી વ્યવસ્થા કરો કે ટાઢું પાણી મળતું જ રહે. યુવરાજનો જીવ બ્રહ્મરંધ્રમાં છે, ભયનું કોઈ કારણ નથી. મારી પાસે એક દિવ્ય ઔષધિ છે અને તે કદી નિષ્ફળ ગઈ નથી.'

મહામંત્રીએ જળપાત્રો લાવવા તત્કાળ માણસો રવાના કર્યાં.

મહારાજા કશું બોલ્યા નહિ.. શ્રીદત્ત સામે માત્ર જોઈ રહ્યા.

શ્રીદત્તે ઔષધપેટિકા ખોલી અને એમાંથી સુવર્ણનો એક દાબડો કાઢયો.

મહારાજા, મહાદેવી, મંત્રીઓ, વૈદ્યો, ગારુડીઓ વગેરે એક-ધ્યાને શ્રીદત્ત સામે જોઈ રહ્યા.

સુવર્ણની દાબડી ઉઘાડીને શ્રીદત્તે તેમાંથી એક ગુટિકા કાઢી. ઔષધપેટિકામાંથી એક નાની ખરલ કાઢી. ગુટિકા કાળા રંગની હતી, ચણિયા બોર જેવડી જ હતી.

શ્રીદત્તે ખરલમાં થોડું પાણી નાખ્યું...અને ઔષધ ને જળનું એકરૂપ બનાવ્યું ત્યાર પછી ઊભા થઈ તેણે યુવરાજની બને આંખોમાં ઔષધનું એક એક ટીપું નાખ્યું...બંને નાકમાં બબ્બે ટીપાં નાખ્યાં...બન્ને કાનમાં બબ્બે ટીપાં નાખ્યાં...જે સ્થળે સર્પ-દંશ થયો હતો તે સ્થળ જળ વડે સ્વચ્છ કરીને ત્યાં ઔષધનો લેપ કર્યો.. અને એકાદ શુક્તિ જેટલું ઔષધ ખરલમાં રહી ગયું હતું તે યુવરાજના મુખમાં ધીરે ધીરે નાખી દીધું.

આટલું કર્યા પછી શ્રીદત્તે મહારાજ સામે જોઈને કહ્યું : 'મહારાજ, હવે આપ વિષાદ દૂર કરો...થોડી જ પળોમાં ઔષધનો ચમત્કાર શરૂ થશે.'

સહુ સાશંક નજરે યુવરાજ સામે જોવા લાગ્યા.

જળથી ભરેલા દસ બાર ઘડા આવી ગયા હતા શ્રીદત્તે મહામંત્રીશ્રી સામે જોઈને કહ્યું: 'મંત્રીશ્વર, લગભગ સો ઘડા જળની આવશ્યકતા પડશે. મારા હાથે એક ઘડો જળ ખાલી થાય ત્યાં બીજો ઘડો તૈયાર હોવો જોઈએ ..'

'આપ જેમ ઇચ્છશો તેમ જ બનશે.' મહામંત્રીએ કહ્યું.

અને સહુના આશ્ચર્ય વચ્ચે ઔષધનો ચમત્કાર શરૂ થયો. અચેત પડેલા યુવરાજને એક છીંક આવી...બે છીંક આવી......

ખંડમા રહેલા પ્રત્યેક માણુસનાં નયનોમાં આશાની વીજળી રમવા માંડી.

એક માત્ર રાજકન્યા સ્થિર ભાવે નવકારનું સ્મરણ કરતી ઊભી હતી.

ત્રીજી છીંક આવી...

તરત શ્રીદત્તે પાણીનો ઘડો યુવરાજના મસ્તક પર ધીરે ધીરે ઠલવવો શરૂ કર્યો.

વલ્લભે બીજો ઘડો હાથમા તૈયાર રાખ્યો.

પહેલો ઘડો પૂરો થયો કે તરત વલ્લભે બીજો ઘડો પકડાવી દીધો.. ।

અને ખાલી ઘડો બહાર મોકલી આપવામા આવ્યો.

આ રીતે દસેક ઘડા પાણી યુવરાજના મસ્તક પર રેડયું... અને યુવરાજને એક ભયંકર વમન થયુ—લીલા રંગનું પ્રવાહી મોઢામાથી નીકળવા માડયું...

શ્રીદત્તે તો પાણી રેડવાનું ચાલુ જ રાખ્યું...અને સહુને થોડે દૂર રહેવાની વિનંતી કરી.

જળપરિષેકની આ ક્રિયા લગભગ સાઠ ઘડા સુધી પહોંચી ત્યારે મોઢામાંથી નીકળતું લીલું પ્રવાહી બંધ થયું અને યુવરાજના શિથિલ બનેલા હાથ-પગમાં ચેતના આવવા માંડી.

અને નેવું ઘડા નાખ્યું ત્યાં તો યુવરાજે આંખો ખોલીને ચારે તરફ જોવા માંડયું...

લોકો હર્ષથી જયનાદ બોલાવવા માંડયા.. નિરાશાના અંધકારમાં ખોવાઈ ગયેલા સઘળા માણસો જાણે પ્રકાશના વિરાટ પ્રાંગણમાં આવી ગયા...

શ્રીદત્ત જ્યારે સોમો ઘડો ઠાલવી રહ્યો હતો ત્યારે યુવરાજ જયસેન બોલી ઊઠયો...'મા...પિતાજી...બહેન...'

શ્રીદત્તે કહ્યું: 'યુવરાજની કાયામા વિષનો અંશ પણ નથી રહ્યો ...હવે ગાયના દૂધની અને ઘીની જરૂર પડશે. કારણ કે યુવરાજને ઘી વડે સ્નાન કરાવવું પડશે અને પછી દૂધ વડે નવરાવી......જળથી સ્વચ્છ કરી વસ્ત્રો બદલાવવાનાં...આ બધું સ્નાનગૃહમાં કરી શકાશે.'

મહાદેવીએ કહ્યું: 'સ્નાનગૃહમાં?'

'હા...મહાદેવી.. યુવરાજ પોતે જ ત્યાં જઈ શકશે.' કહી શ્રીદત્તે યુવરાજ સામે જોયું.

યુવરાજ જયસેન આશ્ચર્યથી ચારે તરફ જોઈ રહ્યો હતો આ બધું શું છે, બધા શા માટે એકત્ર થયા છે, શય્યા, વસ્ત્રો, આખો ખંડ જળથી શા માટે ભરાઈ ગયો છે! પણ તે કશું સમજી શકયો નહિ...તેણે બેઠા થવાનો પ્રયત્ન કર્યો.

શ્રીદત્તે કહ્યું: 'યુવરાજશ્રી, આપ નિર્ભયતાથી બેઠા થાઓ... હવે આપને કશું નથી.'

શ્રીદત્તના કહેવાથી જયસેન તરત બેઠો થયો...

માતા-પિતાનાં નયનો હર્ષથી ઉજ્જ્વલ અને સિક્ત બની ગયાં.

રાજકુમારી કલાવતી પણ આરાધના પૂર્ણ કરીને ભાઈ સામે જોઈ રહી. તે બોલી : 'ભાઈ...'

'હા, બહેન... આ બધું શું છે?' જયસેને બહેન સામે જોઈ ને પ્રશ્ન કર્યો

શ્રીદત્તે કહ્યું: 'યુવરાજશ્રી, હવે આપ સ્નાનગૃહમાં પધારો... આમાં આશ્ચર્ય જેવું કશુ નથી. આપને સર્પનું વિષ ચડયું હતું... હવે ઊતરી ગયું છે.'

પૂર્વાકાશમાં ઉષાનું હાસ્ય ખીલી ઊઠયું હતું...

અને રાજભવનમાં આશા, આનંદ અને ઉલ્લાસનું હાસ્ય નાચી ઊઠયું હતું.

દિવસનો પ્રથમ પ્રહર પૂર્ણ થાય તે પહેલાં જ યુવરાજ સ્નાનાદિથી નિવૃત્ત થઈ મધ્યખંડમાં આવી ગયો. શ્રીદત્ત અને વલ્લભ પણ એની સાથે આવ્યા.

યુવરાજ જયસેને સૌથી પ્રથમ માતા-પિતાનાં ચરણમાં મસ્તક નમાવ્યુ.. ત્યાર પછી તેણે અન્ય મંત્રીઓ, આચાર્યો, વગેરેને નમસ્કાર કર્યા.

સહુએ યુવરાજને પ્રાપ્ત થયેલી નવી જિંદગી બદલ આશીર્વાદ આપ્યા અને મહારાજાએ શ્રીદત્તને પોતાની બાજુમાં બેસાડી કહ્યું : આપે આજ માત્ર મારા પુત્રની જિંદગી જ નથી બચાવી. પરંતુ આ રાજ્યના ભાવિને પણ બચાવ્યું છે હું આપનો ઉપકાર કોઈ પણ રીતે વાળી શકું તેમ નથી...હજી સુધી હું આપનો પરિચય પણ પ્રાપ્ત કરી શકયો નથી.'

શ્રીદત્તે કહ્યું : 'મહારાજ, આપના જેવા ધર્મનિષ્ઠ અને સદાચારી રાજાના પુણ્યબળે જ આ કાર્ય થયું છે...હું કેવળ નિમિત્ત બન્યો છું.'

રાજકન્યા કલાવતીએ પ્રશ્ન કર્યો: 'આપનું શુભ નામ?'

'શ્રીદત્ત'

'આપનો પરિચય ..' મહારાજા વાક્ય પૂરું કરે તે પહેલાં જ ત્યાં બેઠેલી ચંદ્રમુખી બોલી ઊઠી: 'મહારાજ, તેઓ પૂર્વ ભારતના સાર્થવાહ છે. તેઓ અહીં આવ્યા છે...એમની વણઝાર નગરીની બહાર પડાવ નાખીને પડી છે અને તેઓ ગઈ કાલે જ મારા અતિથિ બન્યા છે.'

મહારાજાએ શ્રીદત્તના ખભા પર હાથ મૂકતાં કહ્યું: 'શ્રીદત્તજી, આપે મારા પર મહાન ઉપકાર કર્યો છે. પરંતુ હજી એક ઉપકાર કરવો પડશે.'

'મહારાજ, આપની આજ્ઞા હું મસ્તકે ચડાવીશ.' શ્રીદત્તે કહ્યું.

'આજથી આપ મારા અતિથિ બનો અને મારા ભવનમાં નિવાસ કરો...' મહારાજાએ કહ્યું.

શ્રીદત્તે વિનયપૂર્વક કહ્યું: 'મહારાજ, આપની કૃપાદૃષ્ટિ પ્રાપ્ત થઈ શકી એ જ મારે મન ઘણું છે...'

પરંતુ મહારાજાએ શ્રીદત્તને કોઈ પણ ઉપાયે છોડયો નહિ. યુવરાજ જયસેન પણ પોતાના જીવનદાતાને છોડવા તૈયાર નહોતો. રાજકન્યા અને મહાદેવીનો પણ એટલો જ આગ્રહ હતો.

જ્યાં નિર્મળ પ્રેમ હોય છે ત્યાં માનવીને નમવું પડે છે.

શ્રીદત્તે મહારાજાનું આતિથ્ય સ્વીકાર્યું.

મહારાજાએ તરત જ ભવનના અતિથિ-ગૃહમાં વ્યવસ્થા કરવાની આજ્ઞા આપી.

આખી રાતનું જાગરણ થયેલું હોવાથી શ્રીદત્ત થાકી ગયો હતો. તેણે કહ્યું: 'મહારાજ, હું દેવી ચંદ્રમુખીના ભવનમાં એક વાર જઈને આવી જઈશ.'

'જેવી આપની ઇચ્છા.' કહી મહારાજાએ રથ તૈયાર કરવાની આજ્ઞા આપી.

થોડી વાર પછી શ્રીદત્ત, વલ્લભ અને ચંદ્રમુખી વિદાય થયાં.

રથ ગતિમાન બન્યા પછી ચંદ્રમુખીએ કહ્યું : 'શ્રેષ્ઠીવર્ય, આપના સાહચર્યથી તો હું વંચિત જ બની જઇશ.'

'નહિ દેવી, આ નગરીમાં હું એકાદ માસ રહેવાનો છું.. એટલે આપને મળવા હુ અવશ્ય આવતો રહીશ.'

દેવી ચંદ્રમુખીએ કહ્યું : 'શું આપ એક જ માસ રહેવાના છો?

'હા દેવી...થોડો માલ વેચી, નવો ખરીદ કરી વિદાય થઇશ.' શ્રીદત્તે કહ્યું.

ચંદ્રમુખી શ્રીદત્ત સામે પ્રેમભરી નજરે જોઈ રહી. એ નજરમાં શું હતુ તે શ્રીદત્તથી સમજાયું નહિ.

× × ×

રથ તીરવેગે જઇ રહ્યો હતો.

લગભગ સંધ્યા સમયે શ્રીદત્ત અને વલ્લભ રાજભવનમાં આવી ગયા. આટલા સમયમાં રાજભવનમાંથી ચાર તેડાં આવ્યા હતાં.

મહારાજાએ શ્રીદત્તનો ભાવભર્યો સત્કાર કર્યો અને કહ્યુ : 'શેઠજી, આવતી કાલે આપનાં સત્કાર અર્થે રાજસભામાં એક સમારંભ યોજ્યો છે.'

'કૃપાવતાર.. મે એવુ શું કર્યું છે કે...'

'તમે શું કર્યું છે એ અમારાં અંતર જાણે છે...' મહારાજાએ કહ્યુ.

શ્રીદત્ત કશું બોલ્યો નહિ.

બીજે દિવસે રાજસભામાં હજારો માણસો એકત્ર થયા અને સહુના હર્ષનાદ વચ્ચે યુવરાજ જયસેને શ્રીદત્તને એક રત્નહાર પહેરાવ્યો.

અને આ પરિચયમાંથી જયસેન તથા શ્રીદત્ત વચ્ચે મૈત્રીનો જન્મ થયો.

મહારાજાએ દેવશાલ નગરીમાંથી જે કોઈ સામગ્રી મેળવવી હોય તે માટેની શ્રીદત્તને પૂરતી સગવડ કરી આપી. એટલું જ નહિ પણ, જે વસ્તુઓ દેવશાલ નગરીની હદ બહાર જઈ શકતી નહોતી, તે વસ્તુઓ પણ લઈ જવાની પરવાનગી આપી.

લગભગ પંદર દિવસ રહ્યા પછી શ્રીદત્ત જાણી શકયો કે રાજકન્યા કલાવતીનો સ્વયંવર થવાનો છે, અને જે રાજપુત્ર કલાવતીના ચાર પ્રશ્નોના યથાર્થ ઉત્તર આપી શકે તેને જ તે વરમાળ પહેરાવવાની છે.

આ હકીકત જાણ્યા પછી શ્રીદત્તના મનમા થયું કે, કલાવતી માનવલોકની સુંદરી માત્ર નથી...પણ દેવી છે.. રૂપ, ગુણ અને કલામા અજોડ છે! આવી રાજદુલારી જો પોતાના મિત્ર શંખની ધર્મપત્ની બને તો શંખપુરી નગરીની શોભા હજાર ગણી વધી જાય!

અને રાજપરિવારના પરિચયમાં આવીને તે એ પણ જાણી શકયો કે રાજકુમારી કલાવતીનો સ્વયંવર આવતા માગશર—પોષમાં જ થશે.

સુખના દિવસો જલદી પૂરા થતા હોય છે અને દુઃખના દહાડા કમેય ખૂટતા નથી,

એક મહિનાને બદલે બે મહિના થઈ ગયા. બે મહિનામાં શ્રીદત્ત પંદરેક વાર દેવી ચંદ્રમુખીને મળવા ગયો હતો અને છેવટે ઘણી જ વિનંતિ પછી તે મહારાજા અને યુવરાજની વિદાય પામી શકયો હતો.

બે મહિના પછી તે પૂર્વ ભારત જવા વિદાય થયો.

જતી વખતે તે દેવી ચંદ્રમુખીને મળવા ગયો હતો અને દેવી ચંદ્રમુખીને એક રત્નમુદ્રિકા અર્પણ કરતાં બોલ્યો : 'દેવી, ફરી વાર અહીં આવીશ ત્યારે હું આપનો અતિથિ બનીશ...મેં આપને મારા હૃદયમાં એક નાની બહેન માફક સ્થાન આપ્યું છે. આપ પણ મને એક પરદેશી-ભાઈ તરીકે હમેશાં યાદ કરજો'

ચન્દ્રમુખીની આંખો ભીની થઈ ગઈ. એના દિલમાં તો જુદો જ ભાવ બંધાયો હતો, પરંતુ એ ભાવ તેનાથી કદી વ્યક્ત કરી શકાયો નહોતો... એવો પ્રસંગ જ મળ્યો નહોતો.

શ્રીદત્તને વળાવવા માટે ચંદ્રમુખી નગરીથી ત્રણ કોશ દૂર સુધી ગઈ...યુવરાજ જયસેન અને મહારાજા પણ ગયા.

સહુના આશીર્વાદ લઈને શ્રીદત્તની વણઝાર પૂર્વ ભારતના માર્ગે ચાલવા માંડી. શ્રીદત્તે ઘણો માલ લીધો હતો અને એક અમૂલ્ય વસ્તુ પણ સાથે લીધી હતી... તે હતી રાજકુમારીની છબી...

## પ્રકરણ ૯ મું

## જીવનનું બંધન

માનવી શું કે પશુ શું, જ્યારે ઘર તરફ વળે છે ત્યારે તેની ગતિ ઝડપી હોય છે. તેનો ઉત્સાહ પણ અપાર હોય છે અને પોતપોતાનાઓને મળવાની ઉત્કંઠા પણ પૂરબહારમાં ખીલી ઊઠી હોય છે.

શ્રીદત્ત પાસે પુષ્કળ માલ હોવા છતાં અને માર્ગમાં તેનો ક્રયવિક્રય કરવાથી પુષ્કળ ધન મળે એવી શક્યતા હોવા છતાં તે ઝડપી ગતિએ શંખપુર તરફ પ્રવાસ કરવા માંડ્યો.

વચ્ચે આવતાં કોઈ મોટાં નગરોમાં મુનીમજીની ઇચ્છાને માન આપી તે થોડોક માલ વેચતો અને બીજો લઈ લેતો, પરંતુ આ રીતે બધા પાછળ વધારે સમય રોકાઈ રહેવું પડે તે તેના દિલને ગમતું નહોતું. કારણ કે તેના હૈયામાં એક આશા જાગી હતી. પોતાના મિત્રના સૂના હૃદયમાં સંગીત છેડવાની તેને કામના થઈ હતી. દેશાલની રાજકન્યાના સ્વયંવરમાં પોતાનો મિત્ર શંખ જાય અને દેવી કલાવતીને પ્રાપ્ત કરીને આવે તેવી ભાવના તેના પ્રાણને આતુર બનાવી રહી હતી.

મનની આતુરતા તૃપ્ત કરવા ખાતર માનવી બીજી દિશા તરફ બહુ જોતો નથી.

શ્રીદત્તનું પણ તેમ જ હતું. માર્ગમાં તે બહુ સમય બરબાદ કરવા ઇચ્છતો નહોતો.

એટલે લગભગ દોઢ માસના ઝડપી પ્રવાસ પછી તે પૂર્વ ભારતના બંગલા પ્રદેશમાં આવી પહોંચ્યો અને શંખપુર દસ કોસ દૂર રહ્યું ત્યારે તેણે પોતાના પિતાશ્રીને અને પરિવારને તથા પોતાના મિત્રને સમાચાર આપવા એક ખાસ માણસને રવાના પણ કરી દીધો.

શંખપુર દસ કોસ દૂર રહ્યું ત્યારે શ્રીદત્તના પ્રાણમાં મિત્રને અને પ્રિયતમાને મળવાની તમન્ના તીવ્ર બની ગઈ.

નેહભરી, નવજવાન અને નમણી પત્ની નીરદાનો ગુલાબના ફૂલ જેવો સૌમ્ય સુંદર ચહેરો શ્રીદત્તના હૈયામાં વારંવાર ઊપસી આવતો હતો અને કોઈ મધુર કાવ્યરેખાઓથી છલકતાં પત્નીનાં નયનો જાણે પળે પળે મન સામે તરવરતાં હતાં.

વિદાય આપતી વખતે નીરદાનો ગુલાબી ચહેરો કેટલી વ્યથા અનુભવી રહ્યો હતો? અને એના સુંદર નયનો આંસુના સાગરમાં ડૂબી રહેલી તરણી જેવાં જણાતાં હતાં.

હવે તો શંખપુર કેવળ દશ જ કોસ દૂર છે. આવતી કાલે સાંજે તો પહોંચી જવાશે. અને એ સમયે નીરદાનાં નયનોમાં મિલનની ઝંખના કેવા મધુર ભાવો ઊભરાવતી હશે?

જુવાન હૈયામાં આવા તરંગો ને પ્રશ્નો આવ્યા કરે એ અસ્વાભાવિક વાત નથી. જુવાન હૈયાનું કોઈ પણ સજીવ ગીત હોય તો તે મિલન અને વિયોગની પળો વચ્ચે રચાતી મનની અકથ્ય કલ્પનાઓ અને માધુરી જ છે

આ માધુરી શબ્દોથી વ્યક્ત કરી શકાતી નથી. એની ભાષા પણ મનમાં હોય છે. મન બોલે છે, મન સમજે છે. મનની અનુભૂતિ હંમેશાં વાણીથી કંઈક દૂર વસતી હોય છે.

બીજે દિવસે વહેલી સવારે શ્રીદત્તની વણઝાર શંખપુર તરફ આગળ વધી.

વણઝારનાં દાસદાસીઓ, નોકરો વગેરે સર્વનાં હૈયાંમાં ઘરનું દ્વાર નિહાળવાની આશા નાચી રહી હતી. અને એ આશા જાણે એમનાં નયનોમાં ચમકી રહી હતી.

પૃથ્વીનો છેડો ક્યાં આવ્યો હશે, એ પ્રશ્ન જ્ઞાનીઓ અને વૈજ્ઞાનિકો માટે ભલે અનામત રહ્યો પરંતુ લોકદૃષ્ટિએ આ પ્રશ્નનો ઘણો સરલ અને સુંદર ઉકેલ શોધી કાઢ્યો છે. પોતાનું ઘર એ જ ધરતીનો છેડો છે, એવો લૌકિક ઉકેલ કેટલો ભાવમય અને સુંદર છે એ વાત પ્રત્યેક સંસારીના સ્વાનુભવમાં આવતી જ હોય છે.

જેમ જેમ શંખપુર નજીક આવતું જતું તેમ તેમ ધરતીનો છેડો પણ સાવ નજીક આવતો હોય એમ સહુને લાગતું હતું.

લગભગ બે પ્રહર સુધી પ્રવાસ કરીને વણઝાર વિસામો લેવા રોકાણી વણઝારમાં રહેલાં પશુઓને એકાદ પ્રહર સુધી આરામ આપવો જ જોઈએ. અને ઉત્સાહ ગમે તેટલો હોય પણ ક્ષુધા તો પોતાની રીતે જ કામ કરતી હોય છે. સહુ ભૂખ્યાં થયાં હતાં.

અને શંખપુર માત્ર ત્રણ જ કોસ દૂર રહ્યું હતું.

આ તરફ, અગાઉથી ગયેલા માણસે શ્રીદત્તશેઠના ઘેર તેમ જ મહારાજા શંખને બધા સમાચાર આપી દીધા હતા.

મધ્યાહ્ન પહેલાં જ રાજા શંખ રથ લઈને મિત્રને મળવા માટે ઊપડી ગયો. શ્રીદત્તના પિતાએ પુત્રના સ્વાગતની તૈયારી કરવા માંડી સમગ્ર પરિવારમાં આનંદની લાગણી છલકાઈ ઊઠી.

શ્રીદત્તના પિતાએ જોષીને બોલાવીને પ્રવેશનું મુહૂર્ત કઢાવ્યું.

મુહૂર્ત એવું આવ્યું કે આજ રાતે નગરમાં દાખલ થવું હિતાવહ નથી. સૂર્યોદય પછી નગરીમાં પ્રવેશ કરે તો ઉત્તમ છે.

મુહૂર્તમા આ રીતે યોગ આવવાથી શ્રીદત્તના પિતાએ વણઝારને નગરી બહાર એક રાત રાખવાની યોજના વિચારી લીધી અને વણ ઝારના માણસોને નગરીની બહાર જ ભોજન મળે એ માટેની પણ તૈયારી કરવા માંડી.

ત્રણ કોસ દૂર પડેલી શ્રીદત્તની વણઝાર એકાદ પ્રહરનો આરામ લઈ ને દિવસના ચોથા પ્રહરની એકાદ ઘટિકા પછી પ્રસ્થાનની તૈયારી કરી રહી હતી, ત્યાં મહારાજા શંખનો રથ આવી પહોંચ્યો

વણઝારના માણસોએ મહારાજાને રથમાંથી ઊતરતા જોતાં જ જયનાદ બોલાવ્યો. શ્રીદત્ત પોતાના રથમાં બેસવાની તૈયારી કરતો હતો ત્યાં તેને ખબર પડ્યા કે મહારાજ પધાર્યા છે, એટલે તે તરત દોડતો સામે ગયો.

બંને મિત્રો મળ્યા ભેટી પડ્યા. એકબીજા સામે અનિમેષ નયને જોઈ રહ્યા.

જ્યા નિઃસ્વાર્થ, નિર્મળ અને નિર્દોષ મૈત્રી હોય છે, ત્યાં વિશુદ્ધ પ્રેમભાવ સોળે કળાએ ખીલી ઊઠતો હોય છે.

રાજા શંખ અને શ્રીદત્ત ઘડીભર એકબીજાને મૌનભાવે નિહાળી જ રહ્યા. શંખે જ કહ્યુ: 'કેમ શ્રીદત્ત, ધાર્યા કરતાં તું વહેલો આવી ગયો! માર્ગમાં કોઈ પ્રકારનો ક્લેશ તો નથી થયો ને?'

શ્રીદત્તે રાજા શંખનો એક હાથ પોતાના બંને હાથ વચ્ચે દબાવતાં કહ્યું: 'મહારાજ, માર્ગમાં સર્વ વાતે કુશળ રહ્યો છું અને ધાર્યા કરતાં વહેલો આવવાનુ આકર્ષણ આપના સિવાય અન્ય કયું હતું?'

શંખે હસીને કહ્યું: 'એટલે નરદા તો યાદ જ નહિ આવતી હોય!'

'એમ હું કેમ કહી શકું? પરંતુ અહીં આવવામાં આપના સિવાય અન્ય કોઈ આકર્ષણ નહોતું એટલું તો હું બરાબર કહી શકું છું.' શ્રીદત્તે કહ્યું.

બંને મિત્રો વાતો કરતા કરતા એક રથમાં બેઠા. વણઝાર ચાલવા માંડી.

શ્રીદત્તે પોતાની પ્રવાસકથા કહેવી શરૂ કરી.

પ્રવાસની અને યુદ્ધની વાતો સર્વને ગમે તેવી હોય છે. શંખને મિત્રની વાતોમાં ખૂબ જ આનંદ પડવા માંડ્યો.

અને જ્યારે શ્રીદત્તે દેવશાલ નગરીના યુવરાજ જયસેનના સર્પદંશની વાત કરી ત્યારે સૂર્યાસ્ત થઈ ગયો હતો અને વણઝાર નગરથી માત્ર એકાદ કોસ દૂર હતી.

શ્રીદત્તે સર્પદંશની આખી કથા કહ્યા પછી જણાવ્યું: 'આપને યાદ છે ને, મેં કહ્યું હતું કે હું આવીશ ત્યારે એક બંધન લેતો આવીશ'

'હા... પણ એવું કોઈ બંધન મને દેખાતું નથી.'

'મિત્ર, જીવનનાં કેટલાંક બંધનો ન દેખાય એવાં જ હોય છે. દેવશાલની રાજકન્યા કલાવતી એ શ્રેષ્ઠ રૂપવતી યુવતી છે, સર્વ કલામાં પારંગત હોવાથી એના નામ પ્રમાણે જ ગુણો ધરાવનારી છે. એને જોયા પછી મારા દિલમાં એક જ વાત બેસી ગઈ હતી કે કલાવતી કેવળ આપને જ યોગ્ય છે અને આપ એને યોગ્ય છો'

શંખ કશું બોલ્યો નહિ...મિત્રના ચહેરા સામે જોઈ રહ્યો..

રાત્રિ શરૂ થઇ હતી એટલે અંધકાર પણ ઘેરાઈ રહ્યો હતો.

શ્રીદત્તે કલાવતી અંગે વધુ કહેવાની શરૂઆત કરી ત્યાં રથ ઊભો રહી ગયો અને એક સેવકે આવીને કહ્યું: 'શેઠજી, પિતાજી પધાર્યા છે.'

'પિતાજી? શું નગરી આવી ગઇ?' કહી શ્રીદત્તે ચારે તરફ જોયુ...

ઓહ, આ તો શંખપુરનું જ પાદર છે.

ત્યા તો પેઢીના મુખ્ય મુનીમ અને બીજા માણસો સાથે શ્રીદત્તના પિતાજી આવી પહોચ્યા

શ્રીદત્ત એકદમ રથમાંથી નીચે ઊતરી ગયો. રાજા શંખ પણ નીચે ઊતરી ગયો

બે મશાલચી આવીને ઊભા રહી ગયા. મશાલના પ્રકાશમાં શ્રીદત્ત પિતાના પ્રસન્ન વદનને ભાવભર્યાં નયને જોઈ રહ્યો અને વળતી જ પળે પિતાનાં ચરણમાં નમી પડયો.

શ્રીદત્તના પિતા ગજશ્રેષ્ઠીએ પુત્રને છાતી સરસો લઈ કહ્યું: 'ભાઈ, કુશળ છે ને?'

'આપના આશીર્વાદથી સહુ કુશળ છે.'

ત્યાર પછી ગજશ્રેષ્ઠીની નજર મહારાજા પર પડી અને તેઓ તરત બોલી ઊઠયા: 'મહારાજ! આપ?'

'હા બાપુ... હું મધ્યાહ્ન પહેલાં જ નીકળીને સામે ગયો હતો.' રાજા શંખે કહ્યું.

આડીઅવળી કેટલીક વાતો કર્યા પછી ગજશ્રેષ્ઠીએ પુત્રને કહ્યું: 'શ્રીદત્ત, નગરપ્રવેશનું શુભ મુહૂર્ત આવતી કાલે સવારે છે. એટલે આજની રાત તારે અહીં જ રોકવું પડશે.'

શ્રીદત્તે આનંદપૂર્વક પિતાની વાત સ્વીકારી લીધી. ગુણવાન બાળકો માતાપિતાની કોઈ પણ વાત આજ્ઞા માનીને જ મસ્તકે ધારણ કરી લેતાં હોય છે.

ગજશ્રેષ્ઠીએ કહ્યું : ' અહીં સઘળી વ્યવસ્થા કરાવી રાખી છે, એટલે તારે કશું કરવાપણું નહિ રહે. "

શ્રીદત્ત જોતો હતો, પિતાના હૃદયમાં રહેલો વાત્સલ્યભાવ ! દીકરો વણઝાર લઈને આવી રહ્યો છે, એ સમાચાર મળતાં જ પુત્રનું સદાય જેના હૃદયમાં હિત છે એવા પિતાએ જોષી આગળ મુહૂર્ત કઢાવ્યું અને મુહૂર્ત પહેલા પુત્ર નગરીમા ન આવી જાય એટલા ખાતર ગામ બહાર વણઝારના નિવાસની વ્યવસ્થા કરી અને પોતે પણ હાજર રહ્યા.

માબાપના હૈયામાં સંતાન માટે કેટલા ભાવ છલકતા હશે ? જો આ ભાવ બાળકો જોતાં શીખે તો માબાપથી મહાન અને પવિત્ર વસ્તુ અન્ય કોઈ નથી એવી તેઓને અવશ્ય ખાત્રી થાય.

પણ સંસ્કાર અને જ્ઞાન વગર આવી દૃષ્ટિ મળી શકતી નથી.

નગરીની બહાર વણઝારનો પડાવ નંખાવા માંડ્યો.

રાત્રિનો દોઢેક પ્રહર ગયા પછી ગજશ્રેષ્ઠી નગરીમાં ચાલ્યા ગયા.

પરંતુ રાજા શંખ પોતાના રાજભવનમાં ન ગયો. મિત્ર સાથે વાતો કરતો તે પણ રોકાઈ ગયો.

અને જ્યારે સમગ્ર વણઝાર નિદ્રાધીન થઈ ચૂકી હતી, ત્યારે એક તંબુમા બને મિત્રો બેઠા બેઠા વાતો કરી રહ્યા હતા શ્રીદત્તે રાજકન્યા કલાવતીના રૂપની, ગુણની અને જીવનના મંગલમય આદર્શોની વાત કરી...રાજા, રાણી અને યુવરાજ જયસેનના સ્વભાવની વાત કરી.

નગરીની જાહોજલાલીની અને નગરીમાં વસતા સંસ્કારી લોકોની પણ વાતો કરી. આ બધી વાત કર્યા પછી શ્રીદત્ત કહ્યું : 'મહારાજ, દરેક દષ્ટિએ દેવી કલાવતી આપને માટે મને યોગ્ય જણાયાં છે. જો દેવી કલાવતીએ એક નિયમ ન લીધો હોત તો હું આપનું વેવિશાળ કરીને જ આવત '

'નિયમ ?'

'હા મિત્ર...એક અદ્ભુત નિયમ લીધો છે. કલાવતીને યોગ્ય પાત્ર મળે એટલા ખાતર મહારાજા વિજયસેને અનેક રાજકુમારોના ચિત્રો એકત્ર કરાવ્યા હતાં પરંતુ દેવી કલાવતીને એ ચિત્રોમાંનો કોઈ પણ રાજકુમાર યોગ્ય નહોતો લાગ્યો. એટલે માતાપિતા ચિંતાતુર બન્યાં. માતાપિતાની ચિંતાનું નિવારણ કરવા ખાતર દેવી કલાવતીએ જ એક સુંદર માર્ગ કાઢયો અને પોતે નક્કી કરેલ ચાર પ્રશ્નોના જે કોઈ ઉત્તરો આપે તેને જ વરમાળ પહેરાવવી એવું તેમણે પણ લીધું.'

વચ્ચે જ શંખે કહ્યું : 'તે પ્રશ્નો કયા છે ?'

'એ પ્રશ્નો રાજકુમારીના હૃદયમાં જ પડ્યા છે...લગભગ ત્રણ મહિના પછી દેવશાલ નગરીમાં સ્વયંવર રચાશે ..રાજાઓ અને રાજકુમારો આવશે...એ વખતે રાજકન્યા પોતાના ચાર પ્રશ્નો સહુની સમક્ષ રજૂ કરશે. એ પ્રશ્નોનો સાચો ઉત્તર જે કોઈ પુરુષ સર્વથી પ્રથમ આપશે તેને તે વરમાળ આરોપશે.'

આ સાંભળીને રાજા શંખ વિચારમાં પડી ગયો. ત્યાર પછી બોલ્યો : 'શ્રીદત્ત, તું બંધન ન લાવી શક્યો, આ પંચાતમાં કોણ પડે ? વળી, ત્યાં ગયા પછી રાજકન્યાના પ્રશ્નો કોઈ બીજો જ હલ કરે તો...'

વચ્ચે જ શ્રીદત્તે કહ્યું: 'મિત્ર, આવી નિરાશા આવવાનું એક કારણ છે...હજી સુધી આપે રાજકન્યાને જોઈ નથી. હું દેવી કલાવતીની એક પ્રતિકૃતિ સાથે લેતો આવ્યો છું...જો એ પ્રતિકૃતિ ઈંદ્રની નજરે ચડે તો તે પણ આશાના બંધનમાં બંધાઈને દેવશાલ નગરી તરફ દોડવા માંડે'

'ક્યાં છે એ પ્રતિકૃતિ?'

'મારી પાસે જ છે...'કહી શ્રીદત્તે એક નાની પેટિકા ઉઘાડી અને તેમાંથી કલાવતીની પ્રતિકૃતિ બહાર કાઢી.

દીપમાલિકાના પ્રકાશમાં દેવી કલાવતીની પ્રતિકૃતિ સજીવ દેવાંગના સમી જણાતી હતી. નવજવાન રાજા શંખ કલાવતીની પ્રતિકૃતિ સામે એકધ્યાને જોઈ રહ્યો

કેવળ સુંદરતા નહોતા!

કેવળ રૂપની કાયા નહોતી!

પરંતુ આ તો એક જાજરમાન અને ગુણના સમૂહ સમી નવયૌવનની પવિત્ર માધુરી હતી.

રાજા શંખનાં નયનો દેવી કલાવતીની પ્રતિકૃતિમાં સ્થિર બન્યાં, મુગ્ધ બન્યાં.

આજ સુધી શંખનું હૃદય કદી પણ કલ્પનાની નારી સર્જવા માટે ય તૈયાર નહોતું થયું.. એક પણ રૂપવતી એના ચિત્તનો કબજો લઈ શકી નહોતી.

પરંતુ રાજદુલારી કલાવતીની પ્રતિકૃતિ રાજા શંખનાં નયનો વાટે અંતરના એક સૂના સિંહાસન પર પ્રતિષ્ઠિત થઈ ચૂકી...

શ્રીદત્તે આછા હાસ્ય સહિત કહ્યું: 'કેમ મહારાજ, બંધન લાવ્યો છું કે નહિ?'

'ઓહ, શ્રીદત્ત ..કદી ન તોડી શકાય એવું અતૂટ બંધન તું લઈ આવ્યો છે. મિત્ર, આને જોયા પછી મારુ ચિત્ત ભારે વિહ્વળ બની ગયું છે...તેં મારા પર મોટામાં મોટો ઉપકાર કર્યો છે અને...'

'શું ?'

'મોટામા મોટો અભિશાપ પણ ઉતાર્યો છે...જો હું આ રાજતનયાના પ્રશ્નોના ઉત્તરો નહિ આપી શકું તો મારું સમગ્ર જીવન બરબાદ જશે'

'આપી શકો તો ?'

'તો મારું જીવન સર્વ વાતે સુખી બનશે પરંતુ એવી આશા રાખવી...'

વચ્ચે જ શ્રીદત્ત કહ્યું: 'મહારાજ, આશા પર તો સંસારનાં નરનાર પોતાની જાતને ટકાવી રાખતાં હોય છે. આપ જો દેવશાલની રાજકન્યાને કોઈ પણ ઉપાયે સ્વીકારવા તૈયાર થતા હો તો હું એક ઉત્તમ માર્ગ બતાવીશ'

'મિત્ર, હું તૈયાર છું...તું કહે તો આવતી કાલે જ આપણે બંને દેવશાલ જઈએ.'

આ સાંભળીને શ્રીદત્ત હસી પડયો ને હસતાં હસતાં બોલ્યોઃ 'તો તો નીરદાના નિઃશ્વાસથી આપણું કાર્ય પાર ન પડે અહીંથી કેવળ વીસ દિવસનો રસ્તો છે. માર્ગમાં દેવી સરસ્વતીનું એક ભવ્ય તીર્થધામ આવે છે. પ્રથમ આપણે ત્યાં જવું પડશે અને એકાદ સપ્તાહ રોકાવું પડશે'

'દેવી સરસ્વતીના તીર્થમંદિરે ?'

'હા...'

'પણ શા માટે ?

'એ હું જતી વખતે સમજાવીશ. આમ જરા બહાર તો નજર કરો...પ્રાતઃકાળ થઈ ગયો... હમણાં જ ઉષારાણીનું સોનેરી હાસ્ય જગતને ભીંજવવા માંડશે ' શ્રીદત્તે કહ્યું.

શંખે શ્રીદત્તનો હાથ પકડી કહ્યું : 'મિત્ર, આજે તારા સોગંદ ખાઈને કહું છું કે દેવશાલની રાજકન્યા પ્રાપ્ત કર્યા સિવાય...'

'હાં...હાં...હાં...આ વાણિયાના સોગંદ સસ્તા થઈ પડ્યા લાગે છે...મિત્ર, હું આપની સાથે જ છું...અને દેવી કલાવતીના પ્રશ્નોના ઉત્તરો આપવાનો મેં એક માર્ગ શોધી કાઢ્યો છે, તે હું આપને અવશ્ય કહીશ...પણ આજ નહિ...'

'તો ?'

'મારી નીરદા સાથે આ અંગે ચર્ચા કરીને.'

'મારો પરિહાસ તો નથી કરતો ને ?'

'પરિહાસનો સમય હજુ ક્યાં આવ્યો છે ? હજી બંધન બંધાયું નથી...' કહી શ્રીદત્ત ખડખડાટ હસી પડ્યો.

ઉષાની સોનેરી ચાદર પથરાવા માંડી...

અને વણઝારે નગરપ્રવેશની તૈયારી કરવા માંડી.

# પ્રકરણ ૧૦

## ચાર પ્રશ્નો

દિવાળી પછી શ્રીદત્તને પોતાના મિત્ર શંખ રાજા સાથે ફરી વાર દક્ષિણના પ્રવાસે જવું પડયું.

શંખ રાજા તો ઘણો ઉતાવળો થતો હતો, પરંતુ લાંબા પ્રવાસેથી પાછો ફરેલો શ્રીદત્ત તરત છૂટી શકે એ સ્થિતિમાં રહ્યો નહોતો.

નીરદા તો પતિની વાત સમજી શકે તેવી હતી. પરંતુ ગજશ્રેષ્ઠી એમ તરત હા પાડીને એકાએક પુત્રને પુનઃ પ્રવાસે મોકલે તેવા ભોળા મનના નહોતા.

છેવટે રાજા શંખે જ ગજશ્રેષ્ઠીને આગ્રહ કર્યો અને બંને મિત્રો પ્રવાસની તૈયારીમાં પડી ગયા.

શ્રીદત્તને આ વખતે કંઈ વણઝાર લઈને જવાનું નહોતું. માત્ર મિત્રને બંધનમાં બાંધવા જવાનું હતું. પણ રાજા શંખ આવા પ્રવાસે પ્રથમ વાર જતો હોવાથી તેણે સારો એવો રસાલો પોતાની સાથે લીધો. દાસ, દાસીઓ, રથો, સૈનિકો, કોષાધ્યક્ષ, એક મંત્રી-આમ તેનો રસાલો એકાદ જાન જેવો બની ગયો હતો.

અને જે દિવસે રાજશંખ પોતાના મિત્ર સાથે યાત્રાર્થે બહાર નીકળ્યો તે જ દિવસે ઉત્તમ પ્રકારનાં શકુન થયાં અને શ્રીદત્તે શકુન

જોઈને કહ્યું પણ ખરું : 'મિત્ર, આપણે પ્રવાસે જઈએ છીએ, પરંતુ આ શકુન જોતાં મને એમ જ લાગે છે કે આપણે જાન જોડીને નીકળ્યા છીએ.'

'હું તો એવું જ ઇચ્છું કે તારી વાણી ફળે. પરંતુ દેવશાલની રાજકન્યાના પ્રશ્નોના ઉત્તર કેવી રીતે આપવા એ હકીકત તું જ્યાં સુધી નહિ સમજાવે ત્યાં સુધી મારું ચિત્ત કંઈક નિરાશ જ રહ્યા કરશે' શંખે કહ્યું.

'મિત્ર, નિરાશાને ખંખેરી નાખ. એને માટે શું કરવું એ મેં નક્કી કરી લીધું છે.'

'પણ મને કહે ત્યારે સમજાવને!'

'એ કહેવા જેવી હકીકત નથી.'

'તો ..'

'માર્ગમાં જ એક સ્થળે સાધના કરવી પડે તેમ છે!'

'સાધના?'

'હા મિત્ર, સાધના સંસારમાં પુરુષ ઉત્તમ નારી માટે સાધના કરતો આવ્યો છે ને નારી ઉત્તમ પુરુષ માટે સાધના કરતી આવી છે.

'શ્રીદત્ત, તું આમ ન સમજાય તેમ વાત કરે છે. મને વિગતથી સમજાવ. સાધના શી કરવાની છે?' શંખે પ્રશ્ન કર્યો

'માર્ગમાં સરસ્વતીનું એક તીર્થસ્થાન આવે છે. એ તીર્થસ્થાન અતિ પવિત્ર છે, અને દેવી સરસ્વતી નિષ્ઠાપૂર્વક આરાધના કરનારને પ્રસન્ન થાય છે આપને એ તીર્થસ્થાનમાં એક અઠ્ઠમનું તપ કરીને આરાધના કરવાની છે. દેવી સરસ્વતી અવશ્ય પ્રસન્ન થશે. એ વખતે આપ ઇચ્છિત વસ્તુ માગી લેજો.' શ્રીદત્તે કહ્યું.

શંખ રાજાએ બે પળ મૌન રહીને કહ્યું: 'શ્રીદત્ત, કલાવતીને પ્રાપ્ત કરવા અર્થે હું એક નહિ પણ અનેક અઠ્ઠમ કરવા તૈયાર છું. પરંતુ...કદાચ દેવી સરસ્વતી પ્રસન્ન ન થાય તો?'

'સાધના કદી નિષ્ફળ જતી નથી સરસ્વતી તો સમકિતી દેવી છે...અવશ્ય પ્રસન્ન થશે. આપ મનમાંથી તમામ નિરાશા ખંખેરી નાખીને મનની ઈચ્છા પાર પાડવા કટિબદ્ધ બની જાઓ.'

શ્રીદત્તની પ્રેરણાથી શંખના ચિત્તમાં ઉત્સાહ પ્રગટયો અને આનંદપૂર્વક પ્રવાસના દિવસો જવા માંડયા. લગભગ બારમે દિવસે દેવી સરસ્વતીનું મહાતીર્થ આવી ગયું. એક નાની છતાં સુંદર પહાડી પર દેવી સરસ્વતીનું અતિ ભવ્ય અને પ્રાચીન મંદિર આવ્યું હતું. ઈતિહાસપ્રિય માણસો કહેતા કે આ મહાતીર્થની સ્થાપના ઇન્દ્ર મહારાજે પોતે કરી છે એને તેથી તે ખૂબ જ પ્રભાવશાળી છે.

ટેકરીના નીચેના ભાગમાં બે ત્રણ પાંથશાળાઓ હતી શ્રીદત્તના કહેવાથી શંખ રાજાએ ત્યાં પડાવ નાખ્યો અને સંધ્યા સમયે સહુ દેવી સરસ્વતીના દર્શનાર્થે ગયા.

રાજા શંખ અને શ્રીદત્તે જોયું, મંદિર ઘણું ભવ્ય હતું સ્ફટિક રત્નો વડે મંદિરનું ગર્ભદ્વાર મઢવામાં આવ્યું હતું અને રત્નજડિત સિંહાસન પર કોઈ દિવ્ય મણિના પથ્થરમાંથી કોતરેલી અતિ શ્વેત અને પ્રકાશમાન પ્રતિમા દેવી સરસ્વતીના સાત્ત્વિક સ્વરૂપને પ્રકાશ આપી રહી હતી.

મૂર્તિ ભવ્ય નહોતી... માત્ર એક જ હાથ જેટલી ઊંચી હતી ...પરંતુ એટલી મનોરમ, સાત્ત્વિક અને આકર્ષક હતી કે દર્શકો અનિમેષ નયને ઘટિકાઓ પર્યંત નીરખી રહેતા.

દર્શન કરીને બંને મિત્રો તથા અન્ય માણસો પડાવમાં આવ્યા; અને બીજે દિવસે પ્રાતઃકાળે જ રાજા શંખ નાહી, એક જ શ્વેત વસ્ત્ર ધારણ કરી, ટેકરી પર ચડી ગયો અને દેવી સરસ્વતીના ગર્ભદ્વારના એક ખૂણામાં ઊભો રહી, અઠ્ઠમના તપનો અભિગ્રહ કરી દેવી સરસ્વતીની આરાધના કરવા માંડ્યો.

પરમ શાંતિ હતી...!

આરાધના સમયે જો વાતાવરણ શાંત હોય છે તો એ આરાધના પાછળ રહેલું મન અસ્થિર બની શકતું નથી.

રાજા શંખ નયનો બંધ કરી, માનસનયનો સમક્ષ દેવી સરસ્વતીની મૂર્તિને અંકિત કરી આરાધના કરવા માંડ્યો.

શ્રીદત્ત, મંત્રી, અન્ય પરિચારકો વગેરે આવ્યા, દર્શન કરીને ચાલ્યા ગયા. કારણકે શ્રીદત્તે સહુને સમજાવી દીધું હતું કે મહારાજની આરાધનામાં કોઈ પ્રકારની અશાંતિ ન થવી જોઈએ.

અઠ્ઠમનું ચઉવિહારયુક્ત તપ હતું. અન્નપાણી સર્વનો ત્યાગ હતો. ત્રણ દિવસ અને ત્રણ રાત પર્યંત આ અખંડ અને ફલદાયક તપ ચાલવાનું હતું. આ તપ કરતી વખતે સાધકનું ચિત્ત અન્ય કોઈ વસ્તુ પર ન જવું જોઈએ સાધકની એકાગ્રતા એ જ મનની સિદ્ધિ માટે સાચો યોગ હતો.

બે રાત્રિ અને ત્રણ દિવસ પસાર થઈ ગયા. છેલ્લી રાત્રિ શરૂ થઈ. રાજા શંખને તો એ ખ્યાલ પણ નહોતો રહ્યો કે કેટલી રાત ગઈ, કેટલા દિવસો ગયા? એનું ધ્યાન તો કેવળ સરસ્વતીની માનસરચિત પ્રતિમામાં જ કેન્દ્રિત બન્યું હતું.

બરાબર મધરાતે મંદિરમાં પ્રકાશનો એકાએક ઝબકારો થયો... શંખ સિવાય કોઈ મંદિરમાં હતું નહિ. અને રાજા શંખે આંખો

બંધ રાખી હતી.. છતાં એકાએક થયેલો પ્રકાશ એની નિમિલિત પાંપણના પડદાને ભેદી ગયો.

થોડી વાર પછી ફરી વાર એવો પ્રકાશ થયો...રાજા શંખ અડોલ રહ્યો.

અને ત્રીજી વાર પણ પ્રકાશનો એક અતિ અદ્દભુત ચમત્કાર થયો...સાથોસાથ અતિ મૃદુ મધુર સ્વર રાજા શંખના કાન પર અથડાયો; 'વત્સ, તારી આરાધના સફળ થઈ છે. તારે જે જોઈએ તે માગી લે.'

રાજા શંખે પાંપણો ઊંચી કરી...સામે અતિ તેજસ્વી, શ્વેત અને નજર પણ ન માંડી શકાય એવી પ્રકાશભરપૂર દેવી સરસ્વતીની આકૃતિ ઝગઝગી રહી હતી.

રાજા શંખે પ્રણિપાત કરી કહ્યું: 'દેવી, આપનાં દર્શનથી હું મહાભાગ્યવાન બની ગયો છું. હું દેવશાલ નગરી જઈ રહ્યો છું. દેવશાલ નગરીની રાજકન્યાએ પોતાના ચાર પ્રશ્નોના જે યથાર્થ ઉત્તરો આપે તેને વરમાળા આરોપવાનું વ્રત લીધું છે. આપ મારા પર પ્રસન્ન થયાં છો તો એ ચાર પ્રશ્નોના યથાર્થ ઉત્તરો હું આપી શકું એવી મને શક્તિ આપો.'

મૃદુ સ્વર આવ્યો: 'વત્સ, તું ઉત્તરો આપી શકીશ...એટલું જ નહિ પણ, તું જો કોઈ જડ વસ્તુ મારફત રાજકન્યાના પ્રશ્નોના ઉત્તરો અપાવવા ઇચ્છીશ તો તારી આજ્ઞા થતાં તે જડ વસ્તુ પણ સત્ય ઉત્તરો આપી શકશે.'

પ્રકાશ અદૃશ્ય થઈ ગયો.

રાજા શંખનું સમગ્ર મન પ્રસન્નતાથી છલકાવા માંડ્યું. સાધના સફળ થવાનો આનંદ એના આત્માને તૃપ્ત કરવા માંડ્યો.

રાત્રિ પૂરી થઈ.

રાજા શંખે દેવી, સરસ્વતીની પૂજા કરી, આરતી ઉતારી અને ત્યાર પછી તે નીચે ઊતર્યો.

પડાવમાં શ્રીદત્ત વગેરે ઉપર જવાની તૈયારી કરતા હતા ત્યાં જ શ્રીદત્તની નજર ટેકરી પરથી ઊતરી રહેલા રાજા શંખ પર પડી અને તે દોડતો સામે ગયો.

મિત્રના ચહેરા પર નાચી રહેલી પ્રસન્નતૃપ્તિ નિહાળીને શ્રીદત્ત બધું સમજી ગયો, છતાં તે બોલ્યો : 'મિત્ર, શું થયું ?'

'તું કહેતો હતો તેમ જ થયું દેવી સરસ્વતી પ્રસન્ન થયાં. મારી ઈચ્છા પૂર્ણ કરો' કહી રાજા પોતાના મિત્રને ભેટી પડ્યો.

યથાસમયે પારણું કરી, એક રાતનો આરામ લઈ, રાજા શંખનો રસાલો દેવશાલ તરફ જવા વિદાય થયો.

મન તૃપ્ત બને છે અથવા ધારેલું કાર્ય સફળ થાય છે ત્યારે માનવીના પ્રાણમાં ચેતના, સ્ફૂર્તિ અને ઉત્સાહ વસંતની બહાર માફક ખીલી ઊઠે છે.

રાજા શખ ખૂબ જ હર્ષમાં આવી ગયો હતો. ત્યાં પહોંચવાના દિવસો ઘણા થોડા હતા; પરંતુ ઝડપી પ્રવાસ કરીને સહુ નિયત દિવસે દેવશાલ નગરીમાં પહોચી ગયા.

દેવશાલ નગરીના રાજાને ખબર પડી એટલે તેણે રાજા શંખનું અને શ્રીદત્તનું ખૂબ જ ભાવભર્યું સ્વાગત કર્યું અને પોતાના ભવ્ય અતિથિવાસમાં ઉતારો આપ્યો.

માગશર સુદિ આઠમના દિવસે સ્વયંવર હતો. દેવશાલની અતિ રૂપવતી અને કલામૂર્તિ સમી રાજકન્યાને પામવા માટે બીજા પણ

કેટલાક રાજકુમારો અને રાજાઓ આવી ગયા હતા. રાજા વિજયસેને દરેક અતિથિનું ખૂબ જ ભાવભર્યું સ્વાગત કર્યું.

રાજકન્યા કલાવતીની પ્રિય સખી પ્રસન્નમિત્રા સ્વયંવરમાં પોતાની સખી સમક્ષ તેના રૂપગુણની વાત કરતી. પ્રસન્નમિત્રાએ રાજા શંખનો પરિચય આપતાં કહ્યું. 'સખી, મંગલાદેશના રાજા શંખ બધા અતિથિઓમાં જુદા તરી વળે એવા તેજસ્વી સુંદર અને સ્વસ્થ છે. એમની વિશાળ ભુજાઓ, એમનાં તેજસ્વી નયનો, એની મધુર વાણી અને વદન પર ઊભરાતું રાજગૌરવ ખરેખર આકર્ષક છે.'

'શ્રેષ્ઠી શ્રીદત્તના મિત્ર કહેવાય છે તે જ ને?'

'હા...'

'શ્રેષ્ઠી શ્રીદત્તે મોટાભાઈ સમક્ષ રાજા શંખના ખૂબ જ વખાણ કર્યાં છે અને મોટાભાઈ એમને મળી પણ આવ્યા છે. તું કહે છે તેવા જ તે છે. પરંતુ મારે એવાં આકર્ષણોથી તો દૂર રહેવાનું છે.'

'એટલે?'

'મારા પ્રશ્નોનો જે યથાર્થ ઉત્તર આપે તે જ મારા સ્વામી બની શકે. મારા પ્રશ્નોના ઉત્તર કોણ આપશે એ કેમ કહી શકાય?'

'શ્રેષ્ઠી શ્રીદત્ત કહેતા કે રાજા શંખ મેધાવી પુરુષ છે... તેઓ અવશ્ય ઉત્તરો આપશે.'

'આર્ય શ્રીદત્તની ભાવના ફળે. મારાથી તો કોઈ પણ પ્રત્યે મનને ખેંચી શકાય એમ છે નહિ.' કલાવતીએ કહ્યું.

અને માગશર સુદિ આઠમનો શુભ દિવસ આવી ગયો.

રાજભવનના વિશાળ ચોકમાં એક વિરાટ શમિયાણો ગોઠવ્યો હતો. સ્વયંવરમાં ભાગ લેવા આવેલા રાજાઓ અને રાજકુમારોને બેસવાની ઉત્તમ પ્રકારની વ્યવસ્થા કરી હતી.

એ સિવાય નગરના પ્રતિષ્ઠિત પુરુષો, રાજમંત્રીઓ, વિદ્વાનો, શ્રાતાઓ વગેરે પ્રજાવર્ગને બેસવાની પણ વ્યવસ્થા કરી હતી.

શમિયાણામાં પચાસ સ્થંભ ગોઠવ્યા હતા અને દરેક સ્થંભ પર વિધવિધ મુદ્રાઓ દર્શાવતી પાષાણની બેન કલામૂર્તિઓ ગોઠવી હતી.

રાજા વિજયસેન, રાણી શ્રીમતી, યુવરાજ જયસેન અને અન્ય રાજપરિવારનાં આસનો પણ ગોઠવવામાં આવ્યાં હતાં. દક્ષિણ દિશા તરફ રાજકુમારી, તેની સખીઓ અને અન્ય સ્ત્રીઓ માટેનાં આસનો ગોઠવ્યાં હતાં. રાજકુમારીનું આસન એવી રીતે ગોઠવવામાં આવ્યું હતું કે સહુ કોઈ તેને સહેલાઈથી જોઈ શકે.

મંડપમાં ચારે તરફ સુંદર અને મૂલ્યવાન ગાલીચાઓ બિછાવવામાં આવ્યા હતા. વિધવિધ પ્રકારનાં સુવર્ણનાં પાત્રો ગોઠવવામાં આવ્યાં હતાં અને આખો મંડપ મીઠી સૌરભથી મહેકતો રહે એ રીતે પુષ્પસત્ત્વાર્કનો છંટકાવ કરવામાં આવ્યો હતો.

સૂર્યોદય પછી બે ઘટિકા જતાં આખો મંડપ અતિથિઓ અને પ્રેક્ષકોથી ભરાઈ ગયો.

સ્વયંવરમાં ભાગ લેવા આવનારાઓ વિધવિધ પ્રકારના વેશ ધારણ કરીને પોતપોતા માટે નિયત કરેલા સ્થાને બેસી ગયા હતા.

કોઈ રાજાએ વીરત્વનું પ્રદર્શન કર્યું હતું. તો કોઈએ ધનુર્ધરનું, કોઈએ યૌવનમૂર્તિનું સ્વરૂપ લીધું હતું, તો કોઈએ પોતાની વૃદ્ધાવસ્થા છુપાવવા માટે વિવિધરંગી પોષાક અને અલંકારો વડે કાયાને ઢાંકી હતી.

રાજા શંખે માત્ર લાલ રંગનું પીતાંબર પહેર્યું હતું અને હરિત રંગનું ઉત્તરીય ધારણ કર્યું હતું. બંને ભુજાઓને રત્નમઢ્યા બાજુબંધ બાંધ્યા હતા. કાનમાં કુંડલ, ગળામાં મુકતા લીલમની માળા અને સુવર્ણનો મુગટ પહેર્યો હતો.

યૌવન અને આરોગ્ય અલંકારો વગર પણ દીપી ઊઠે છે રાજા શંખે ઘણો ઠાઠમાઠ નહોતો કર્યો, છતાં તે સર્વમાં તરી આવતો હતો.

મંગલસૂચક શંખનાદ થયો.

સહુની નજર દક્ષિણ દિશાના દ્વાર તરફ ગઈ. કારણ કે રાજકુમારી આવવાની હતી. શંખનો ધ્વનિ એના આગમનનો સૂચનારૂપ હતો.

વળતી જ પળે સહુ જોઈ શકયા કે વિધવિધ રંગી વસ્ત્રોમાં સજ્જ થયેલી દસ પંદર કુમારિકાઓ મંડપમાં દાખલ થઈ. તેની પાછળ હાથમાં કંચનનો થાળ લઈ, થાળમાં ઉત્તમ પ્રકારનાં પુષ્પોની સુંદર માળા ગોઠવી રાજકુમારી કલાવતી ધરતી તરફ નજર રાખીને આવી રહી હતી

પ્રેક્ષકો રાજકન્યાને જોઈને સ્થંભિત થઈ ગયા. આ કલાવતી છે કે કોઈ સ્વર્ગની દેવકન્યા છે? જેટલું રૂપ છે તેટલી જ સૌમ્યતા છે... તેણે પરિધાન કરેલાં વસ્ત્રાભૂષણો પણ સાવ સાદા અને કલામય છે. છતાં કલાવતીની રૂપશ્રી ચારે દિશામાં વિસ્તરી રહી છે.

તેની પાછળ પ્રસન્નમિત્રા હતી. તેની પાછળ અગિયાર કુમારિકાઓ હાથમાં સુવર્ણના કળશ લઈને ચાલી આવતી હતી.

જાણે નક્ષત્રના સમૂહ વચ્ચે ચંદ્ર શોભી રહ્યો હોય તેમ રાજકન્યા શોભતી હતી.

કુલપુરોહિતે રાજકન્યાને પુષ્પાંજલિ અર્પણ કરી. આશીર્વાદવચન કહ્યાં અને ત્યાર પછી પોતા માટે નિયત કરેલા આસને કલાવતી બેઠી.

સ્વયંવર અર્થે આવેલા રાજકુમારો અને રાજાઓ એકધ્યાને રાજકુમારીને જોવા માંડયા. રાજા શંખ પણ કલાવતીને સ્થિર નજરે જોઈ રહ્યો. શ્રીદત્ત તેની બાજુમાં નહોતો બેઠો. કારણ કે યુવરાજ જયસેન તેને પોતાની પાસે લઈ ગયો હતો આથી રાજા શંખ મનમાં પ્રગટતા પ્રશ્નો કોઈને કહી શકતો નહોતો. પરંતુ રાજકન્યાને જોયા પછી તેને એમ તો અવશ્ય લાગ્યું કે છબીમા નિહાળેલી રાજદુલારી કરતાં આ પ્રત્યક્ષ રૂપે અનેક ગણી તેજસ્વિની છે.

સ્વયંવરનો પ્રારંભ થયો.

શંખનાદ સાથે વિવિધ વાદ્યો ગાજી ઊઠયાં... કુલપુરોહિતે ઊભા થઈ શ્રી જિનેશ્વર ભગવાનની પ્રાર્થનારૂપે એક સ્તુતિ ગાઈ અને ત્યાર પછી સર્વને આશીર્વચન કહ્યાં

ત્યાર પછી રાજા વિજયસેને ઊભા થઈ સર્વના સ્વાગત રૂપે એક ટૂંકું પ્રવચન કર્યું, અને પછી મુખ્ય મંત્રીએ ઊભા થઈ ગભીર સ્વરે કહ્યુ: 'માનવંતા મહેમાનો, સજ્જનો અને માતાઓ! દેવશાલના મહારાજાધિરાજ શ્રી વિજયસેન મહારાજની કુમારી સુશ્રી કલાવતીદેવીનો આજે સ્વયંવર છે અને આજ પર્યંત થતા આવતા સ્વયંવર કરતાં આ સ્વયંવરનો પ્રશ્ન નિરાળો છે તે તો આપ જાણી ચૂકયા હશો બહુધા સ્વયંવરમા રાજકન્યા પોતે પોતાને અનુરૂપ અને પ્રિય લાગે એવા રાજપુરુષને પસંદ કરી વરમાળ આરોપે છે અથવા વીરત્વની પરીક્ષામાં ઉત્તીર્ણ થનારને વરમાળ આરોપે છે. પરંતુ કુમારી કલાવતીદેવી એમ માને છે કે ક્ષત્રિયમાં વીરત્વ હોવું સ્વાભાવિક છે. એટલે તેઓ એ ચાર પ્રશ્નો દ્વારા કોનામાં બુદ્ધિવૈભવ વધારે છે તે જાણીને તેને પોતાના સ્વામી તરીકેની વરણી કરશે. આ રીતે રાજકુમારી બુદ્ધિ અને વીરત્વના યોગને વરમાળ આરોપશે. રાજકુમારીજી જે ચાર પ્રશ્નો પૂછવા માગે છે તે પ્રશ્નો કેવા છે તે અમે જાણતા

નથી...કારણ કે એ પ્રશ્નો તેઓના મનમાં જ છે, અને અત્યારે આપ સર્વ સમક્ષ તેઓશ્રી પોતાના ચાર પ્રશ્નો રજૂ કરશે.'

આટલું પ્રાથમિક વિવેચન કરીને મહામંત્રી પોતાના સ્થાને બેસી ગયા.

તરત દેવરમણી સમી કલાવતી પોતાના આસન પરથી ઊભી થઈ અને મધ્યમાં કરેલી એક પીઠિકા પર પોતાની પ્રિય સખી પ્રસન્ન-મિત્રા સાથે આવીને ઊભી રહી.

આખી સભા સ્તબ્ધ બની ગઈ હતી.

રાજકુમારીએ મનમાં ત્રણ વાર નવકાર મંત્રનું સ્મરણ કરીને કહ્યું: 'ભદ્રજનો, હું આપની સમે ચાર પ્રશ્નો રજૂ કરું છું. આ ચાર પ્રશ્નો સાવ સરળ હોવા છતાં તત્ત્વથી ભરેલા છે...સાવ ટૂંકા હોવા છતાં અર્થ વિસ્તારવાળા છે. મારા એ ચાર પ્રશ્નના જે ભદ્રપુરુષ યથાર્થ ઉત્તર આપશે તેને હું વરમાળ આરોપીશ અને તેમનાં ચરણની દાસી બની જઈશ.'

લોકો રાજકુમારીના મૃદુ મધુર સ્વરને શાંતિથી સાંભળી રહ્યા હતા. રાજકુમારીએ કહ્યું: 'મારા મનમા જે ચાર પ્રશ્નો છે તેના યથાર્થ ઉત્તર મેં એક તાલપત્ર પર અંકિત કર્યા છે અને એ તાલપત્ર આ પીઠિકા પર એક થાળમાં હું મૂકું છુ.' કહી કલાવતીએ પ્રસન્ન-મિત્રાના હાથમાંનો થાળ લઈ પીઠિકા પર મૂકયો ત્યાર પછી રાજકુમારીએ ચારે તરફ દૃષ્ટિ કરીને કહ્યું: 'આપ સર્વ ભદ્રપુરુષો મારા ચાર પ્રશ્નોને હૃદયસંગમ કરી લેજો... હું આપ સમક્ષ એ પ્રશ્નો ત્રણ વાર કહીશ. પહેલો પ્રશ્ન છે: દેવ કોણ? બીજો પ્રશ્ન છે: ગુરુ કોણ? ત્રીજો પ્રશ્ન છે: તત્ત્વ શું? ચોથો પ્રશ્ન છે: સત્ય કોને કહેવું? સાવ

ટૂંકા છતાં અર્થબોધવાળા આ ચાર પ્રશ્નો છે, જે ફરી વાર આપ સમક્ષ કહું છું.'

કહી રાજકુમારીએ ત્રણ વાર આ પ્રશ્નો કહી સંભળાવ્યા.

ત્યાર પછી સર્વને નમસ્કાર કરીને રાજકન્યા પીઠિકાના એક ખૂણા પર ઊભી રહી.

સ્વયંવરમાં ભાગ લેવા આવેલા ઉમેદવારો આ પ્રશ્નો સાંભળીને હર્ષમાં આવી ગયા. સહુને લાગ્યું કે આ તો સાવ સાદા ને સીધા પ્રશ્નો છે આમાં કંઈ બુદ્ધિવૈભવ જેવું જણાતું નથી પ્રશ્નોના ઉત્તર આપવા માટે સહુ ઉતાવળા થવા માંડ્યા, અને હું પહેલો રહું. એમ ચણભણાટ થવા માંડ્યો આ ચણભણાટ કલહના સ્વરૂપમાં પરિણમે તે પહેલાં જ મહામંત્રીએ ઊભા થઈ સર્વ પ્રત્યે બે હાથ જોડી વિનયમયી સ્વરે કહ્યું : 'આપ સર્વ આયુષ્યમાનોને પ્રાર્થના કરું છું કે પ્રશ્નોના ઉત્તર આપવા માટે સર્વ મહાનુભાવોએ ક્રમવાર ઊભા થવાનું છે પહેલી બેઠક દક્ષિણના રામપ્રદેશના મહારાજાથી શરૂ થાય છે '

કલરવ શાંત થઈ ગયો શાંતિથી બેઠેલા રાજા શંખે જોયું કે ક્રમમાં પોતાનો નંબર છેક સોળમો આવે છે અને એ પહેલાં જો કોઈ ભાગ્યશાળી પુરુષ પ્રશ્નોના યથાર્થ ઉત્તર આપી દે તો...

આ વિચાર તેના મનને જરા અકળાવી ગયો; પરંતુ મનથી ઇષ્ટનું સ્મરણ કરીને તે રામપ્રદેશના મહારાજા શો ઉત્તર આપે છે તે જાણવા તેમની બેઠક તરફ જોવા માંડ્યો.

અને લગભગ પિસ્તાલીસ વર્ષની વયના, બાર બાર રાણીઓવાળા રામપ્રદેશના મહારાજા મૂછે વળ દેતા ઊભા થયા...તમણે પોતાની વય છુપાવવા માટે જોનારને હાસ્યાસ્પદ લાગે એવો ઠઠારો કર્યો હતો...પરંતુ સહુ ગંભીર ભાવે એમના સામે જોઈ રહ્યા

ઉત્તર આપવા માટે એક નાની પીઠિકા રચી હતી. રામ પ્રદેશના મહારાજ પીઠિકા પર ગયા...તેની પાછળ બે પરિચારકો ચામર વીંઝતા ઊભા રહ્યા

મહારાજા વિજયસેનની પરિચારિકાઓએ શંખધ્વનિ કર્યો.

ઉત્તર આપવા માટે પીઠિકા પર ચડેલો રામ પ્રદેશનો આધેડ રાજવી લોલુપ દૃષ્ટિએ રાજકુમારી સામે જોઈ રહ્યો હતો.

શંખધ્વનિ શાંત થયો.

પ્રસન્નમિત્રાએ કહ્યું : ' મહારાજ, આપ ઉત્તર આપી શકો છો.

## પ્રકરણ ૧૧ મું

## પળ પહેલાં...પળ પછી!

રામ પ્રદેશના મહારાજાએ ચારે તરફ ગર્વભરી દષ્ટિ કરી, મૂછ પર ફરી એક વાર તાવ આપી કંઈક ઘોઘરા અવાજે કહ્યું: 'સજ્જનો, દેવશાલની રાજકન્યાએ રજૂ કરેલ ચાર પ્રશ્નોના યથાર્થ ઉત્તર આપતા પહેલાં હું એક દુઃખ જાહેર કરવા માગું છું મે કલ્પના એવી કરી હતી કે રાજકુમારી અત્રે આવેલા રજપૂત વીરોની બુદ્ધિને પડકાર આપે એવા બુદ્ધિવૈભવવાળા પ્રશ્નો રજૂ કરશે. પરંતુ રાજકુમારીએ રજૂ કરેલા પ્રશ્નો સાવ બાલીશ છે, સાવ નિર્માલ્ય છે, સાવ ગૌરવ વિહોણા છે. આ પરથી મેં અનુમાન કર્યું છે તે વ્યક્ત કરવાની મારી ઈચ્છા નથી; છતા મારાથી બોલાઈ જવાય છે કે રાજકુમારી જેટલાં રૂપવતી છે તેટલાં બુદ્ધિમતિ ભાગ્યે જ હશે.'

આ શબ્દો સાંભળીને સભાખંડમા જરાક વિનોદ છવાયો. કલાવતી તો પીઠિકા પર શાંત ભાવે ઊભી જ હતી આ શબ્દો તેના મન પર કશી અસર કરી શક્યા નહિ

રામ પ્રદેશના મહારાજાએ ફરી વાર મૂછે તાવ દઈને કહ્યુ: 'હવે હું આ સાવ નિર્માલ્ય પ્રશ્નોના ઉત્તર આપી રૂપવતી સુંદરીના હાથ ગ્રહણ કરીશ'

'રાજકુમારીનો પહેલો પ્રશ્ન છે, દેવ કોણ? આકાશમાં અદશ્ય

દરેકના દેવ માટે તો બહુ જાણે છે; પરંતુ જેના બાહુમાં બળ હોય છે અને જેની આજ્ઞા માનવા દરેક તૈયાર થાય છે એ જ દેવ છે.'

રાજકુમારી આછું હસી.

રામ પ્રદેશના મહારાજાએ કહ્યું: 'બીજો પ્રશ્ન છે, ગુરુ કોણ? આ પ્રશ્ન બચ્ચાની રમત જેવો છે જેણે જ્ઞાન આપ્યું તે ગુરુ, પછી તે પાઠશાળા ચલાવતો હોય કે કલાધામ ચલાવતો હોય. ત્રીજો પ્રશ્ન છે, તત્ત્વ એટલે શું? આ પ્રશ્ન સાંભળતાં જ મને હસવું આવ્યું હતું. દૂધનું તત્ત્વ ઘી છે તેમ જિંદગીનું તત્ત્વ સુખ છે-આનંદ છે. હવે ચોથો પ્રશ્ન છે, સત્ય કોને કહેવાય? સાચું બોલવું એનું નામ સત્ય. સત્ય કોઈ હલવાઈની દુકાને મળતી મીઠાઈનું નામ નથી. રાજકુમારીએ રજૂ કરેલા આ ચાર પ્રશ્નોના યથાર્થ ઉત્તર મેં આપી દીધા છે. મને વિશ્વાસ છે કે મારા ઉત્તર સાંભળ્યા પછી રાજકુમારી પોતાના સુકોમળ હસ્તમાં વરમાળા ધારણ કરીને અહીં પધારશે.'

સભામાં આશ્ચર્યનું એક મોજું પ્રસરી ગયું હતું. મોટા ભાગના માણસોને ઉત્તર સાચા લાગતા હતા અને ઉત્તર આપનારની ટીકા નકામી હતી. કેટલાકને તો એમ જ લાગતું કે આવા પ્રૌઢ અને બરછટ પાત્રના ગળામાં રાજકુમારીને હાર આરોપવો પડશે..અરેરે, કાગડાની ડોકે રત્ન બંધાશે!

પરંતુ બધાનાં અનુમાન ખોટાં પડ્યાં.

પ્રસન્નમિત્રાએ પીઠિકા પરથી કહ્યું: 'આયુષ્યમાન મહારાજાધિરાજશ્રીએ ઉત્તરો આપ્યા છે તે યથાર્થ નથી.'

સભામંડપમાં આ ઉત્તરથી થોડી વાર સોપો પડી ગયો.. ત્યાર પછી હળવો હળવો કલરવ શરૂ થયો. રામ પ્રદેશના મહારાજાને ભારે

આંચકો લાગ્યો. તેમણે મૂછ પર તાવ દઈને કહ્યું: 'મારા ઉત્તર યથાર્થ નથી, એમ કોણ કહે છે?'

પ્રસન્નમિત્રાએ વિનમ્રભાવે કહ્યું: 'આયુષ્યમાન, આ નિર્ણય રાજકુમારીનો છે...આમાં વાદવિવાદને સ્થાન નથી. કારણ કે આ થાળમાં મૂકેલા તાડપત્રમાં એના યથાર્થ ઉત્તર લખવામાં આવેલ છે.'

ધૂવાપૂંવા થતો રામ પ્રદેશનો રાજા પીઠિકા પરથી નીચે ઊતરી પોતાના આસન પર ગયો; અને તરત એક બીજા આસન પરથી કુરુજાંગલનો રાજકુમાર ઊભો થયો અને સડસડાટ પીઠિકા પર આવી પહોંચ્યો. રાજકુમાર નવજવાન હતો...પરંતુ અતિ શ્યામ અને ક્રૂર ચહેરાવાળો હતો. તેણે સામેની પીઠિકા પર ઊભેલી રાજકુમારી સામે નજર કરી. ત્યાર પછી ચારે તરફ જોયું. શંખનાદ થયો.

કુરુજાંગલના રાજકુમારે તલવારની મૂઠ પર હાથ મૂકી એક ખોંખારો ખાઈ તીવ્ર સ્વરે કહ્યું: 'મહાનુભાવો, રામ પ્રદેશના મહારાજાએ આ પ્રશ્નો સાવ નિર્માલ્ય હોવાની જે વાત નિર્ભયતાપૂર્વક કહી હતી, તે જ વાત હું પણ કહું છું. રાજકુમારીએ પૂછેલા પ્રશ્નોના ઉત્તર જે યથાર્થ હોવા જોઈએ તે હું જણાવું છું અને મને શ્રદ્ધા છે કે મારા ઉત્તરો સાંભળ્યા પછી તેઓ સ્મિત વદને મારા કંઠમાં વરમાળા આરોપશે. રાજકુમારીનો પહેલો પ્રશ્ન છે, દેવ કોણ? દેવલોકમાં રહેનારા છે તે દેવ કહેવાય છે. એ સિવાય અન્ય કોઈને દેવ કહી શકાય નહિ. રાજકુમારીનો બીજો પ્રશ્ન છે, ગુરુ કોણ? ગુરુનો અર્થ ભારે થાય છે; અર્થાત્ જે વજનદાર તે ગુરુ.'

સભામંડપમાં હાસ્યની એક લહર દોડી ગઈ રાજકુમારે ફરી વાર ખોંખારો ખાઈને કહ્યું: 'રાજકુમારીનો ત્રીજો પ્રશ્ન છે, તત્ત્વ શું? તત્ત્વ એટલે સાર ...એ સિવાય બીજી કોઈ વસ્તુ તત્ત્વ તરીકે હોઈ શકે નહિ.

કારણ કે ઘણા માણસો માનતા હતા કે પ્રતિષ્ઠાનપુરના યુવરાજ કવિ પંડિત અને દ્રષ્ટા છે.

યુવરાજે સૌ સભાજનોને નમસ્કાર કર્યો. ત્યાર પછી રાજકુમારી તરફ જોઈ નમસ્કાર કર્યો. ત્યાર પછી કોમળ મધુર સ્વરે કહ્યું: 'દેવશાલ નગરીનાં કલામૂર્તિ રાજકુમારીજીએ જે પ્રશ્નો રજૂ કર્યા છે તે કોઈ પણ દૃષ્ટિએ બાલીશ કે તથ્યહીન નથી. મારા અગાઉ ઉત્તર આપવા પધારેલા જે બે મહાનુભાવોએ આ પ્રશ્નને સાવ તુચ્છ ગણી કાઢયા હતા, તે તેઓની સમજશકિતના અભાવનું ખુલ્લું પરિણામ હતું.'

આ શબ્દો સાંભળતાં જ કુરુજાંગલ અને રામ પ્રદેશના રાજાઓ પોતાના આસન પરથી ઊભા થઈ ગયા. રામ પ્રદેશના રાજાએ ગંભીર અવાજે હાકલ કરી: 'ખબરદાર, આ શબ્દોથી મારું ભયંકર અપમાન થયું છે.'

રસકવિએ રામ પ્રદેશના રાજા સામે જોઈને હાસ્યભર્યાં સ્વરે કહ્યું: 'મહારાજ, જેને માનાપમાનના વિવેકનું ભાન હોય તે અન્યનું અપમાન કરી શકે નહિ. તમે દેવશાલ નગરીનાં રાજકુમારીજીનું ઘોર અપમાન કર્યું હતું...મેં આપનું અપમાન નથી કર્યું, પણ આપની બુદ્ધિ કેટલી કુઠિત બનેલી છે તે જણાવ્યું છે.'

'ખબરદાર!' રામ પ્રદેશના રાજાએ ગર્જના કરી અને તલવારની મૂઠ પર હાથ મૂકયો.

રસકવિ યુવરાજે એવા ને એવા ઠંડા મિજાજ સાથે કહ્યું: 'મહારાજ, તલવાર કાઢવાની કોઈ જરૂર નથી...આ સભા ક્ષત્રીઓની છે અને આપનો હાથ ધ્રૂજી રહ્યો છે એ જોઈ ને સભા ખડખડાટ હસી રહી છે...કૃપા કરીને આપ આસન પર બિરાજો.'

ખરેખર, સભા ખડખડાટ હસી રહી હતી.

અને વાતાવરણ વધારે કથળે તે પહેલાં જ રાજા વિજયસેન અને બીજા વૃદ્ધ પુરુષો વચ્ચે પડયા અને ક્રોધાયમાન થયેલા રાજાઓને બેસાડયા.

શંખનાદ થયો.

રસકવિએ રાજકુમારીની પીઠિકા સામે નજર કરીને કહ્યું: 'રાજકુમારીનો પહેલો પ્રશ્ન છે, દેવ કોણ? સ્વર્ગમાં કોણ રહે છે ને કોણ નથી રહેતું એ આપણે જાણતા નથી. વળી, સ્વર્ગમાં એકલા દેવ રહે છે તેવું પણ નથી; કારણ કે રાક્ષસો ત્યાં પહોંચેલા છે. આથી જે કવિ છે તે જ દેવ છે, દ્રષ્ટા છે.. સંસ્કૃતિ અને સમાજનો વાહક છે. રાજકુમારીનો બીજો પ્રશ્ન છે, ગુરુ કોણ? રાજકુમારીનો આ સવાલ કાવ્યશાસ્ત્રનો જ પરિચય આપી જાય છે. જેની બે માત્રા હોય તે ગુરુ. કારણ કે શિક્ષણગુરુ, ધર્મગુરુ કે વિદ્યાગુરુને તો આપણે સહુ જાણતા હોઇએ છીએ, એટલે બે માત્રાને કાવ્યશાસ્ત્રમાં ગુરુ તરીકે ઓળખાવેલ છે; અને તે જ સાચો અર્થ છે.'

સભાજનો શાંતિથી સાંભળી રહ્યા હતા. કેટલાકને તો એમ લાગતું હતું કે આ સુકલકડી રસકવિ કદાચ મેદાન મારી જશે.

રસકવિએ આગળ ચાલતાં કહ્યું: 'રાજકુમારીજીનો ત્રીજો પ્રશ્ન છે, તત્ત્વ શું? તત્ત્વ એટલે નવનીત. વિચારોના મંથન પછી જે રહસ્ય પ્રાપ્ત થાય તેનું નામ તત્ત્વ. અને ચોથો પ્રશ્ન ઘણો ગહન છે. જે દેખાય છે તે સત્ય નથી, જે નથી દેખાતું તે સત્ય છે... માટે જ એને શોધવા ખાતર તપ કરવું પડે છે. સાદા અર્થમાં કહીએ તો સત્ય એટલે પરમેશ્વર—પરમેશ્વર એટલે સત્ય!'

સભામંડપમાંથી ઘણા માણસોએ તાળીઓ વડે રસકવિને વધાવ્યા

રસકવિ કોઈ કવિ સંમેલનમાં વિજયી બન્યો હોય તેવી છટાથી રાજકુમારીના આગમનની પ્રતીક્ષા કરતો ઊભો રહ્યો.

પણ રાજકુમારી જરા યે ચંચળ ન બની.

પ્રસન્નમિત્રાએ મૃદુ ગંભીર સ્વરે કહ્યું: 'શ્રીમાને જે ઉત્તર આપ્યા છે તે બરાબર નથી.'

આ જવાબ સાંભળીને રસકવિની બધી ઊર્મિઓ જાણે સાગરના તળિયે જઈને બેઠી. એટલું જ નહિ પણ, સમગ્ર સભા સ્તબ્ધ બની ગઇ. સહુના મનમાં થવા લાગ્યું કે સાદા જણાતા પ્રશ્નો ભારે ગૂઢ અને ગહન લાગે છે. આ પ્રશ્નોનો યથાર્થ ઉકેલ કેવો હશે ? શું હશે ?

દર્શકોના હૃદયમાં આતુરતા વધી રહી હતી.

રસકવિ શરમાળ નવવધૂ જેવા પગલા ભરતો ભરતો પોતાના આસન પર બેઠો.

અને એક કદાવર, પ્રચંડ, બળવાન તથા શ્યામ વર્ણનો સાગરતટ પ્રદેશનો પલ્લીરાજ ઊભો થયો.

તે ગૌરવભર્યાં પગલાં પાડતો અને વારંવાર ખોંખારા ખાતો પીઠિકા પર ચડ્યો.

બે પરિચારિકાઓએ શંખનાદ કર્યો.

પલ્લીરાજે રાજકુમારી તરફ ગર્વભરી દષ્ટિ કરતાં કહ્યું 'રાજકુમારીજીએ રજૂ કરેલા પ્રશ્નો ગમે તેટલા ગંભીર અને અર્થબોધવાળા હોય, પરંતુ ક્ષત્રિયો માટે ઉચિત નથી કારણ કે આ પ્રશ્નોમાં વીરત્વની કસોટીને સાવ તરછોડવામાં આવી છે એટલે હું અનુચિત પ્રશ્નોના ઉત્તર આપવામાં પરષ જાતિનું અપમાન

નિરાળું છું એથી ઉત્તર આપવાની મારામાં પૂરેપૂરી શક્તિ અને બુદ્ધિ હોવા છતાં હું આવા વાહિયાત પ્રશ્નોના ઉત્તર આપ્યા વગર મારા સ્થાને બેસી જાઉં છું.'

પલ્લીરાજ ધમધમાટ કરતો પીઠિકા પરથી ઊતરી ગયો.

સભાજનોએ કલરવ શરૂ કર્યો.

આમ, એક પછી એક ઘણા રાજકુમારો અને રાજાઓ આવ્યા અને ચાલ્યા ગયા કોઈના ઉત્તર રાજકુમારીને યોગ્ય લાગ્યા નહિ.

રાજા શંખનો વારો આવ્યો તે સૌમ્ય ભાવે પીઠિકા પર ચડ્યો ..ચારે તરફ નજર કરી.

પ્રસન્નમિત્રાએ અતિ મૃદુ સ્વરે રાજકુમારીને કહ્યું: 'દેવી! શ્રીદત્ત શેઠના મિત્ર શંખરાજા આવ્યા છે'

પરંતુ રાજકુમારીએ ઊંચી નજર ન કરી.

શંખનાદ થયો.

રાજા શંખે અતિ મધુર અને સ્વસ્થ સ્વરે કહ્યું: 'માનનીય રાજપુરુષો અને શ્રોતાજનો! રાજકુમારીજીએ જે ચાર પ્રશ્નો રજૂ કર્યા છે તે ઘણા અર્થગંભીર છે આ ચારેય પ્રશ્નોના ઉત્તર હું સહજમાં આપી શકું તેમ છું અને જો આપ સહુ ઇચ્છતા હો તો મારા મનમાં રહેલા ઉત્તર સામેના સ્થંભોમાં શોભા ખાતર જડેલી નિર્જીવ પૂતળીઓ પણ આપી શકે તેમ છે.'

શંખરાજાની આવી ચમત્કાર ભરેલી વાત સાંભળીને સમગ્ર સભામાં નવાઈની સહેજ નાચના માંડી હારેલાઓમાંથી ચાર પાંચ રાજપૂતોએ ઊભા થઈ કહ્યું. 'આપના મનના ઉત્તર કોઈ પણ પૂતળી આપે એ જોવા અમે ઇચ્છીએ છીએ. બોલ્યા છો તો કરી બતાવો.'

પછી સભાના મોટા ભાગના માણસોએ, પૂતળીઓને બોલાવો...' પૂતળીઓ પાસેથી ઉત્તર સાંભળીએ, સાથેના અવાજ કરવા શરૂ કર્યા.

રાજા શંખે સ્થિર મધુર સ્વરે કહ્યું: 'આપ સર્વની એવી ઇચ્છા છે તો મને કશો વાંધો નથી... પરંતુ પૂતળીએ આપેલા ઉત્તર મારા ગણાશે...રાજકુમારીજી સ્વીકારે છે?'

પ્રમન્નામિત્રાએ સામેની પીઠિકા પરથી ઉત્તર આપ્યો: 'આપના મનના ઉત્તર પૂતળી આપશે અને તે યથાર્થ હશે તો રાજકુમારીજીને કશો બાધ નથી.'

શંખ રાજાએ રાજકુમારી સામે જોયું. રાજકુમારી શાંત ભાવે નિમિલિતનેત્રે ઊભી હતી. રાજા શંખે મનમાં સરસ્વતીનું સ્મરણ કરીને તેણે આપેલા વચન મુજબ પીઠિકા પાસેના જમણા હાથ તરફના સ્થળે ગોઠવેલી પૂતળી સામે જોયું; અને તેના પર પોતાનો જમણો હાથ મૂકી કહ્યું: 'હે નિર્જીવ અને જડ દેખાતી સુંદર પુત્તલિકા! રાજકુમારીજીએ ચાર પ્રશ્નો આ સભા સમક્ષ રજૂ કર્યા છે. મારા વતી તારે તેના ઉત્તર આપવાના છે. પહેલો પ્રશ્ન છે: દેવ કોણ? હે પુત્તલિકા, તારે આ પ્રશ્નનો યથાર્થ ઉત્તર આપવાનો છે.'

આખી સભા સ્તંભિત બની ગઈ હતી. અત્યાર સુધી નીચી નજરે ઊભેલી કુમારી પણ આશ્ચર્યભરી દૃષ્ટિએ પૂતળી સામે જોવા માંડી.

અને જેમ કોઈ મહાન ચમત્કાર સર્જાય તેમ નિર્જીવ પૂતળી ઝીણી મધુરી જેવા સ્વરે બોલી ઊઠી: 'હે રાજા શંખ! તારી આજ્ઞા મસ્તકે ચડાવીને તારા અંતરમાં જે જવાબ છે તે હું પ્રગટ કરું છું. જેના અંતરમાં કોઈ પ્રત્યે રાગ નથી કે દ્વેષ નથી એવા જે વીતરાગ છે તે જ દેવ છે...પરમ દેવ છે.'

સમગ્ર સભાએ તાળીઓનો ગડગડાટ બોલાવ્યો...રાજકુમારીના વદન પર આનંદની એક રેખા ખેંચાણી.

રાજા શંખે કહ્યું : 'હે સુંદર પુતલિકા ! રાજકુમારીનો બીજો પ્રશ્ન છે : ગુરુ કોણ ?'

તરત પુતલિકા બોલી : 'પંચમહાવ્રતનું મન, વચન અને કાયાથી પાલન કરનાર એ જ ગુરુ છે... સાચા ગુરુ છે.'

સભાજનોએ હર્ષનાદ શરૂ કર્યો. રાજકુમારીએ હવે શંખરાજા સામે નજર કરી.

શંખે કહ્યું : 'હે પ્રિયવદના પુતલિકા ! રાજકુમારીજીનો ત્રીજો પ્રશ્ન છે : તત્ત્વ શું ?'

પુતલિકા મૃદુ મધુર સ્વરે બોલી : 'પ્રાણીમાત્ર પર દયા રાખવી એ જ જીવનનું શુદ્ધ તત્ત્વ છે.'

હર્ષ અને આશ્ચર્યનું વાતાવરણ સભાગૃહમાં વ્યાપ્ત બની ગયું હતું.

એક નિર્જીવ પૂતળી આવા યથાર્થ ઉત્તર આપે તે આશ્ચર્ય સમગ્ર સભાને મુગ્ધ બનાવી રહ્યું હતું. રાજકુમારી હવે રાજા શંખ સામે પ્રસન્ન નજરે જોઈ રહી હતી. રાજકુમારીએ જોયું... રાજા શંખ નવજવાન છે, સુદર્શી છે, સ્વસ્થ છે, સુંદર છે અને વીરત્વ તથા બુદ્ધિના યોગવાળા પણ છે. કર્મના કોઈ હિતકારક પ્રભાવના પરિણામે જ આ ભાગ્યશાળી પુરુષ સ્વયંવરમાં ભાગ લેવા આવ્યા લાગે છે.

રાજા શંખે બધા પ્રેક્ષકોના આશ્ચર્ય અને હર્ષ વચ્ચે પુતલિકા સામે જોઈને કહ્યું : 'મારા અંતરની સત્ય વાત કહેનારી સુશ્રી પુતલિકા ! રાજકુમારીજીનો ચોથો પ્રશ્ન છે : સત્ય કોને કહેવું ?'

ચોથો પ્રશ્ન હતો...દરેક માણસ ઉત્તર સાંભળવા માટે આતુર નયને પૂતળી સામે જોઈ રહ્યો હતો. પુતલિકાએ એવા ને એવા સુમધુર સ્વરે કહ્યું : 'હે રાજા શંખ ! તારા મનમાં જે ઉત્તરો રમી રહ્યા છે તેને જ વાચા આપી રહી છું...સત્ય કોઈ વસ્તુ પરત્વે કે શબ્દાર્થ પરત્વે પુછાતા પ્રશ્નો પૂરતું મર્યાદિત નથી. રાજકુમારીજીએ આ સાવ સાદા દેખાતા પ્રશ્નમાં જીવનની એક ગૂઢ સમસ્યાનો ઉકેલ માગ્યો છે. અર્થાત્ જીવનમાં સત્યસ્વરૂપ સત્ય કોને કહેવું એ જાણવા માટે પ્રશ્ન કર્યો છે ઇન્દ્રિયો પર નિગ્રહ રાખવો એ જ જીવનનું સારરૂપ સત્ય છે.'

લોકોએ જયનાદ બોલાવ્યો.

પંડિતો આશીર્વાદ વરસાવવા માંડ્યા.

ચારે દિશાએ ઠેર ઠેર ઊભેલી પરિચારિકાઓએ શંખનાદ કરવા માંડ્યા.

રાજકુમારી કલાવતીએ સુવર્ણના થાળમાં પડેલી કલામય રીતે ગુંથેલી મનોહર ફૂલોની માળા બે હાથમાં ઉઠાવી અને પીઠિકા પરથી ઊતરીને મનોનીત સ્વામીને વરમાળ પહેરાવવા પીઠિકા તરફ અગ્રસર થઈ

એ જ સમયે પલ્લીરાજ પોતાના આસન પરથી ઊભો થયો અને ખડ્ગ મ્યાનમુક્ત કરતાં બોલ્યો : 'સાવધાન ! પ્રશ્નોના ઉત્તર એક મંત્રસિદ્ધ પુતલિકાએ આપ્યા છે...એટલે રાજા શંખને વરમાળા આરોપી શકાશે નહિ.'

'બરાબર છે...બરાબર છે...' કહેતાં હારેલા બીજા દસ બાર રાજપૂતો તલવાર મ્યાનમુક્ત કરીને ઊભા થયા.

રાજકુમારી કલાવતી બંને પીઠિકાની મધ્યમાં જ ઊભી રહી ગઈ.

પળ પહેલાં આનંદમય વાતાવરણ સર્જાયું હતું તે એકાએક ભયંકર બન્યું.

રાજા વિજયસેન, યુવરાજ જયસેન અને અન્ય ભાયાતો વગેરે ઊભા થઈ ગયા.

પલ્લીરાજ બોલ્યો : ' પ્રશ્નની ચોખવટ થયા પહેલાં વરમાળ આરોપવામાં આવશે તો આ સ્થળે રક્તની નદી વહેવા માંડશે. '

## પ્રકરણ ૧૨ મું

## દ્વંદ્વયુદ્ધ

પલ્લીરાજની ગર્જના સાંભળીને પીઠિકા પર ઊભેલો રાજા શંખ લાલચોળ થઈ ગયો અને વીરત્વભર્યા સ્વરે બોલ્યો: 'પલ્લીરાજ, રાજકુમારીજીના પ્રશ્નોના ઉત્તર મેં જ આપ્યા છે. ઉત્તર આપતાં પહેલાં મેં આ વાતની ચોખવટ કરી હતી અને મારા મનની વાત પૂતળીના મોઢે બોલાવવાની જ મારી ભાવના હતી. આ અંગે મેં સભાગૃહની, આપની અને રાજકુમારીજીની સમતિ પ્રાપ્ત કરી હતી.'

પલ્લીરાજે તલવાર ઊંચી કરતાં કહ્યું, 'શંખ રાજા, આ કંઈ બજાણીઓની સભા નથી; ક્ષત્રિયોની સભા છે. ભારતવર્ષની સર્વ-શ્રેષ્ઠ રૂપવતી રાજકન્યાનો સ્વયંવર છે. સ્વયંવરના જે નિયમો પ્રગટ કરવામાં આવ્યા છે તે નિયમોનું પૂતળીઓના ઉત્તરથી ખંડન થયું છે; એટલે રાજકન્યા વરમાળ પહેરાવી શકશે નહિ.'

ઉત્તરમાં રાજા શંખે પીઠિકા પરથી કૂદકો માર્યો અને જ્યાં રાજકન્યા ઊભી હતી ત્યાં ગયો.

રાજકન્યાએ તરત પ્રસન્ન વદને રાજા શંખના કંઠમાં પુષ્પમાળા આરોપી...

અને ખુલ્લી તલવાર સાથે બે સાથીઓ સહિત પલ્લીરાજ આવી પહોંચ્યો. તેજભર્યા સ્વરે બોલ્યો: 'મારી તલવાર જ્યાં સુધી મ્યાન-મુક્ત છે ત્યાં સુધી રાજકન્યા કોઈને વરી શકશે નહિ.'

રાજા વિજયસેન આવી ગયો હતો...તે બોલ્યો: 'મહારાજ! આપ મારા અતિથિ છો...સભાગૃહની સંમતિ પ્રાપ્ત કર્યા પછી મહારાજા શંખે પૂતળી મારફત ઉત્તર અપાવેલ છે.. હવે વિરોધ કરવાનો કોઈ અર્થ નથી...મારી કન્યાએ વરમાળા પણ આરોપી દીધી છે.'

પલ્લીરાજે કહ્યું. 'વિજયસેન, તમારી વાતમાં મને રસ નથી. હું આ પ્રશ્નનો ઉકેલ તલવારથી લાવવા માગું છું.'

તરત રાજા શંખે કહ્યું 'પલ્લીરાજ! નાહકનાં ચીથરાં શા માટે ફાડો છો? એક તો તમે પ્રશ્નોના સાચાખોટા ઉત્તર પણ આપી શક્યા નથી. વળી, પૂતળીઓએ મારા મનની જ વાત કહી છે. અને તે પણ સભાની અનુમતિ માગીને..જેમાં આપે પણ અનુમતિ આપી છે હવે આપ તલવારથી પ્રશ્નનો ઉકેલ કરવા માગો છો તે ઉચિત નથી કારણ કે દેવીશાલનંદિનીએ મારા કંઠમાં વરમાળા આરોપી દીધી છે આપને એ તો ખ્યાલ જ હશે કે આર્ય કન્યા જીવનમાં એક જ વાર એક જ પુરુષને વરમાળા આરોપે છે.'

'મને બધી ખબર છે. માટે જ હું આ પ્રશ્નનો ઉકેલ તલવાર વડે લાવવા માગું છું આવું સુંદર નારીરત્ન આ રીતે આ સભામાંથી માત્ર પૂતળીઓની રમત કરીને લઈ જાય તે દક્ષિણ ભારતનું ઘોર અપમાન છે રાજા શંખ! અહીં રક્તપાત થાય તે પહેલાં તું સમજીને તારા કંઠમાંથી વરમાળા કાઢી નાખ' પલ્લીરાજે કહ્યું.

રાજા શંખે હસતાં હસતાં કહ્યું. 'શ્રીમાન, ક્ષત્રિયના કંઠનાં પડેલી

વરમાળા ઉતારવાની તાકાત ખુદ દેવતાઓમાં પણ નથી હોતી. ક્ષત્રિયની પહેલાં ગરદન ઊતરે પછી જ વરમાળા ઊતરે ..તમને તમારી તલવાર પર વિશ્વાસ છે એમ મને પણ મારી તલવાર પર વિશ્વાસ છે. તમારે તમારું મસ્તક સલામત રાખવું હોય અને તમારી રાણીઓને વૈધવ્યની વેદના વડે ન દઝાડવી હોય તો આપ આપના આસન પર બિરાજો અને દેવશાલનંદિનીને આશીર્વાદ આપો.'

'શંખ ! પલ્લીરાજના બાહુબળનું તને ભાન નથી...મારી તલવારના એક જ ઝાટકે મદોન્મત્ત હાથીનું ગંડસ્થળ ચીરાઈ જાય છે.'

'ખરી વાત છે...આપ પશુઓ સાથે જ લડયા છો...ક્ષત્રિયો સાથે નહિ. હજી પણ હું તમને પ્રાર્થના કરું છું કે આપનો ક્રોધ શાંત કરો અને આ મંગળ પ્રસંગને કોઈના રક્ત વડે રંજિત ન થવા દો.'

'શંખ ! હું તારી સાથે જીભાજોડી કરવા નથી આવ્યો...હું છેલ્લી વાર કહું છું કે તું વરમાળા ઉતારી નાખ અથવા તો તલવાર મ્યાનમુક્ત કરીને મારી સામે દ્વંદ્વયુદ્ધ કરવા તૈયાર થા. આ સિવાય બીજો કોઈ વિકલ્પ નથી.' પલ્લીરાજે મેઘગર્જના જેવા સ્વરે કહ્યું.

સમગ્ર સભા હેબતાઈ ગઈ હતી. આ કલહનું પરિણામ શું આવશે તે કોઈથી કલ્પી શકાતું નહોતું. રાજા વિજયસેન, યુવરાજ જયસેન, રાજકન્યા વગેરે સ્થિર બનીને ઊભાં હતાં.

શંખ રાજાએ પોતાની તલવાર મ્યાનમુક્ત કરીને કહ્યું: 'પલ્લીરાજ ! હું આપના નિમંત્રણનો સ્વીકાર કરું છું. દ્વંદ્વયુદ્ધ એના નિયમ પ્રમાણે થવું જોઈએ.'

'અવશ્ય...આ સ્થળે જ.' પલ્લીરાજે કહ્યું.

કુલપુરોહિતે આવીને કહ્યું: 'મહારાજ, આપ શા માટે આકળા બનો છો? દ્વંદ્વયુદ્ધથી કોને લાભ થવાનો હતો? ક્ષત્રિયો વાતવાતમાં લડી પડે તે શું શોભાસ્પદ છે?'

પલ્લીરાજે ઉત્તર આપ્યો: 'પુરોહિતજી! આપની શક્તિ મંત્રોચ્ચારમાં જ રહેવા દો. ક્ષત્રિયોની શોભા કયાં છે તેની કલ્પના આપને નહિ આવે.' ત્યાર પછી શંખ સામે જોઈને કહ્યું: 'આપણા દ્વંદ્વયુદ્ધની એક જ શરત છે કે તું હારે તો રાજકન્યા મારી બનશે... હું હારું તો તારી બનશે.'

શંખ ઉત્તર આપવા જાય તે પહેલાં જ એક રાજકુમાર બોલી ઊઠયો: 'જે જીતે તેણે મારી સાથે પણ દ્વંદ્વયુદ્ધ કરવું પડશે'

પલ્લીરાજે બોલનાર સામે ક્રોધભરી નજરે જોયું અને કહ્યું: 'ચિંતા કરીશ નહિ...આ તલવાર તારા રક્તથી પણ ચળકશે'

દ્વંદ્વયુદ્ધનો નિર્ણય થઈ ગયો.

બધા એક બાજુ ખસી ગયા. સભા મંડપની મધ્યમાં જ દ્વંદ્વયુદ્ધ માટેની મર્યાદા અંકિત કરવામાં આવી...થોડી વાર પહેલાં ભયથી હેબતાઈ ગયેલી જનતા હવે પરિણામ જાણવા આતુર બની.

રાજા શંખે એક વાર દેવશાલનંદિની સામે પ્રસન્ન નજરે જોયું. ત્યાર પછી ત્યાં આવેલા પોતાના મિત્ર શ્રીદત્ત સામે જોઈને કહ્યું: 'શ્રીદત્ત, પલ્લીરાજના અન્યાયનો જવાબ આપવો જ પડશે.'

શ્રીદત્તે કહ્યું: 'મિત્ર, મને આપના બાહુબળ પર પૂરતો વિશ્વાસ છે.

સામી તરફ પલ્લીરાજ પોતાના સાથીઓની વિદાય લઈને દ્વંદ્વ યુદ્ધ માટે દોરેલા વિશાળ કૂંડાળા વચ્ચે આવી ગયો અને ઊભો ઊભો પોતાના પ્રચંડ બાહુને થાબડવા માંડયો.

આ તરફ રાજા શંખ સહુને નમસ્કાર કરી, રાજકુમારી સામે સ્નેહભરી નજરે જોઈ શાંત ભાવે કૂંડાળામાં આવ્યો

શંખનાદ થયો.

પલ્લીરાજે કહ્યું : 'શંખ, પહેલો ઘા કરવાની તને તક આપું છું.. કારણ કે મારો ઘા ઝીલવાની પણ તારામાં શક્તિ જણાતી નથી.'

શંખે આછો હાસ્ય સહિત કહ્યું : 'પલ્લીરાજ, તને નિઃશસ્ત્ર હાથીના ગંડસ્થળ ચીર્યાં હશે.. ! કોઈ તલવારધારી સામે તલવાર નહિ ઊંચકી હોય.. પહેલો ઘા તમે કરો...પછી વચનમો રહી જશે'

'ઓહ, આટલો બધો ગર્વ છે? તો તૈયાર થઇ જા.'

'હું તૈયાર છું...પરંતુ પહેલાં આપણે મિત્રભાવે મળી લઈએ' કહી રાજા શંખે તલવાર નીચે મૂકી અને બે હાથ જોડી પલ્લીરાજને નમસ્કાર કર્યા

પલ્લીરાજે પણ તેમ કર્યું.

ત્યાર પછી બળતી જ પળે બન્નેની તલવારો ઉત્તોલિત થઈ

પલ્લીરાજે ભીમ ગર્જના કરીને પહેલો ઘા કર્યો ..પરંતુ ખડ્ગવિદ્યામાં પારંગત થયેલો રાજા શંખ હસતાં હસતાં છટકી ગયો પલ્લીરાજનો પહેલો ઘા ધરતી પર અફળાયો અને તે ભારે ક્રોધાતુર બન્યો.

રાજા શંખે વિચાર કર્યો કે પલ્લીરાજ અતિ ક્રોધાતુર છે. એ જરા થાકે ત્યાં સુધી તેને રમાડવો જોઈએ.

આમ વિચારી તેણે વળતો ઘા ન કરતાં માત્ર એના ઘા ચૂકવવાના અને એ રીતે પલ્લીરાજને હંફાવવાની નીતિ સ્વીકારી.

પલ્લીરાજ ભીમવેગે ઉપરાઉપરી ઘા કરવા માંડ્યો અને ચપળ શંખ તેના પ્રત્યેક ઘાને નિષ્ફળ બનાવવા માંડ્યો.

બધા દર્શકો અદ્ધર શ્વાસે આ યુદ્ધ નિહાળવા માંડ્યા. પલ્લીરાજના ઘા પડતા અને લોકોના શ્વાસ હૈયા બેસી જતા ..હમણાં જ રાજા શંખ વેતરાઈ જશે ..પણ એની ચપળતા તરફ લોકોના વદન પર આનંદના રેખાઓ ઉપસાવી જતી

એ ઘટિકા પર્યંત શંખરાજાએ પલ્લીરાજને બરાબર રમાડ્યો... પલ્લીરાજના કાતિલ દેખાતા ફટકાઓ સત્તર નિષ્ફળ ગયા હતા... આથી પલ્લીરાજ પણ ભારે ક્રોધ અને આશ્ચર્યના મુકાઈ ગયો હતો. પરંતુ તેને એમ લાગતું હતું કે, શંખના બાહુમાં મારા સામે ઘા ઝીલવાની તાકાત નથી એટલે લોકડીની માફક છટકી જાય છે.

બધાના દિલમાં થતું હતું કે આ યુદ્ધ ક્યાં સુધી ચાલશે ! પલ્લીરાજ પગમેરે રેબઝેબ થઈ ગયો છે...એનો ચહેરો વિકરાળ બન્યો છે અને એના પ્રચંડ ભુજાઓ ચનગની રહ્યાં છે.

પરંતુ રાજા શંખ જોઈ શક્યો કે, નિષ્ફળ ઘા કરી કરીને પલ્લીરાજના ભુજાઓ થાકથી કંપી રહી છે. હવે તેને તલવારના આઘાતના પ્રત્યાઘાત આપવો જોઈએ આમ વિચારી રાજા શંખે કહ્યું. 'પલ્લીરાજ, તને એક નહિ પણ અસંખ્ય ઘા કરવાની તક આપી છે. હવે સંભાળ મને'

'વાહ રે, વાહ! માંકડને મૂછ આવી ગઈ!' કહી પલ્લીરાજે એક અટ્ટહાસ્ય કર્યું.

રાજા શંખે ચપળતાથી તલવારનો એક કાતિલ ફટકો લગાવ્યો

અને વળતી જ પળે પલ્લીરાજના હાથમાંથી તલવાર દસ હાથ દૂર ઊડી પડી.

આખી સભા ખડખડાટ હસવા માંડી.

રાજા શંખે કહ્યું : 'પલ્લીરાજ, તલવાર ઉઠાવો ..નિ:શસ્ત્ર પર હું કદી ઘા કરતો નથી...'

પલ્લીરાજની છાતી પર વીજળી જેવો આંચકો લાગી ચૂક્યો હતો. આ દૂબળા પાતળા દેખાતા લવરમૂછા જુવાનના કાંડામાં આટલી તાકાત !

પલ્લીરાજે તલવાર ઉઠાવી અને તે વળતો ઘા કરવા સામે ધસ્યો...પરંતુ શંખ હવે આક્રમક બન્યો હતો...તેણે કહ્યું : 'પલ્લીરાજ, તમારો મુગટ ઉડાવું છું...તાકાત હોય તો સંભાળજો.'

પલ્લીરાજ ચમક્યો. તેણે શંખના ફટકાને વારવા ઘણો પ્રયત્ન કર્યો પરંતુ શંખની તલવારે પલ્લીરાજના રત્નજડિત મુગટને છેક કૂંડાળા બહાર ફેંકી દીધો.

દર્શકો શંખરાજાને ધન્યવાદ દેવા માંડ્યા અને પલ્લીરાજ પર હસવા માંડ્યા.

પલ્લીરાજ અકળાયો ..રોષથી ગર્જના કરતો બોલ્યો : 'શંખ, અત્યાર સુધી તારી કોમળ કાયાની મને દયા આવતી હતી...હવે મારી નિર્દયતા જોઈ લેજે.'

'પલ્લીરાજ, મારે આ પવિત્ર મંડપમાં રક્ત રેડવું હોત તો મારો પહેલો ફટકો આપના મસ્તકને જ ઉડાવી ગયો હોત...હજી હું તમને વિનંતિ કરું છું કે કરુણ હારમાંથી બચવું હોય તો તમારા આસને ચાલ્યા જાવ...'

'ઓહ!' કહીને પલ્લીરાજે પ્રચંડ તાકાત સાથે તલવારને વેગવંત કરી; રાજા શંખે એનો આ છૂપી રીતનો ઘા એટલી સિફ્તથી ફેર્યો કે પલ્લીરાજના હાથમાંની તલવાર છૂટીને છેક કુંડાળા બહાર પચાસ કદમ દૂર જઈને પડી; અને રાજા શંખે કરેલા ઘાથી કંપવાન થયેલો પલ્લીરાજ આશ્ચર્યવિમોહિત બનીને એકાએક લથડી પડ્યો.

રાજા શંખે પડેલા પલ્લીરાજની પીઠ પર જમણો પગ રોપી પોતાની તલવાર એના ગરદન પર રાખી કહ્યું: 'પલ્લીરાજ, તમે હારી ગયા છો...તમારી તલવાર કુંડાળા બહાર પડી છે...તમારું મસ્તક વધેરવું મારા માટે સાવ સરળ છે, પણ હું રક્તપાત કરવા ઇચ્છતો નથી...જે મિત્રભાવ લડતાં પહેલાં મેં બતાવ્યો હતો તે જ મિત્રભાવ અત્યારે બતાવીને તમને છોડી મૂકું છું.'

પલ્લીરાજનો ગર્વ ગળી ગયો હતો. તે ધૂંવાપૂંવા થતો અને લોકોના અટ્ટહાસ્યને ઝીલતો ઝીલતો ઝંખો થયો. નીચું મોઢું કરીને પોતાના આસન પર બેસી ગયો.

રાજા શંખે મૃદુ ગંભીર સ્વરે કહ્યું: 'તલવારના બળ વડે કોઈના મનમાં રાજશાસનાદિની પ્રાપ્ત કરવાની ઝંખના હોય તો આ કુંડાળામાં આવે.'

પણ કોઈ ઊભું ન થયું.

બધા રાજા શંખની વીરતાને વધાવવા માંડ્યા.

રાજા શંખે મંડપને રક્તથી જરાયે કલંકિત નથી કર્યો એ જોઈને વૃદ્ધ પુરુષો આશીર્વાદ આપવા માંડ્યા.

રાજકન્યા કલાવતી પોતાના પરાક્રમી સ્વામી સામે પ્રેમભરી નજરે નિહાળી રહી.

રાજા વિજયસેન રાજા શંખને હર્ષપૂર્વક ભેટી પડ્યા અને એક રત્નમાળા પહેરાવી.

ત્યાર પછી તરત જ શંખનાદ શરૂ થયો.

લગ્નનો મંગળ વિધિ સંધ્યા વખતે શરૂ કરવાની જાહેરાત થઈ.

સ્વયંવરસભાની પૂર્ણાહુતિ થઈ.

અને એ જ સંધ્યા સમયે રાજા શંખ સાથે રાજકુમારીનાં વિધિવત્ લગ્ન થયાં.

## પ્રકરણ ૧૩ મું

## વિદાય

સાસરામાં ભલે તેટલો આનંદ હોય, સુખ હોય કે પ્રસન્નતા હોય, પરંતુ સત્ત્વશીલ પુરુષો પોતાનું ઘર વધારે પસંદ કરે છે.

સત્ત્વશીલ પુરુષ અતિ કંગાલ હોય અને તેનું શ્વસુરગૃહ શ્રીમંતાઈના શિખર પર નિર્માણ થયું હોય છતાં સત્ત્વશીલ પુરુષને પોતાની ઝૂંપડીમાં જે આનંદ અને સંતોષ મળે છે, તે સાસરાની મહેલાતમાં નથી મળતો.

અને જે લોકો કેવળ સુખ, આનંદમાં જ પરાધીન બની ગયા હોય તે લોકો શ્વસુરગૃહને મૃત્યુલોકનું સ્વર્ગ માનતાં પણ અચકાતા નથી.

રાજા શંખ અને સુશ્રી કલાવતીનાં લગ્ન થઈ ગયાં. મહારાજા વિજયસેને પોતાની એકની એક પુત્રીને ઉત્તમમાં ઉત્તમ રત્નોના અલંકારો, આભૂષણો, ગોધન વગેરે ખૂબ ઉદારતાપૂર્વક આપ્યાં રાજા શંખને પણ એવા જ ભાવથી પહેરામણી કરી અને આ શુભ પ્રસંગને ઉજ્જવળ બનાવવા મહારાજ વિજયસેને પુષ્કળ દાન કર્યું

આ રીતે લગ્નમહોત્સવ પૂરો થયો. એક નવા મહેલમાં રાજા શંખનો નિવાસ નક્કી કર્યો

નરનારનું પ્રથમ મિલન અનંત ઊર્મિઓથી છલકતું હોય

છે...બંનેના હૃદયમાં આશા અને ઉલ્લાસના તરંગો ઉછળતા હોય છે.

મિત્રો સાથે વાતો કરીને રાજા શંખ છેક રાત્રિના બીજા પ્રહરના અંત ભાગમાં પોતાના શયનખંડમાં ગયો. તે સમયે નવવધૂ રાજદુલારી પોતાની સખી પ્રસન્નમિત્રા સાથે બેઠી હતી; અને સ્વામીના આગમનની પ્રતીક્ષા કરી રહી હતી.

રાજા શંખે શયનખંડમાં પગ મૂકયો એટલે તરત પ્રસન્નમિત્રા ઊઠીને બહાર જવા અગ્રસર થઈ. રાજા શંખે પ્રસન્નમિત્રાને આ રીતે જતી જોઈ સહાસ્ય વદને કહ્યું: 'કેમ મિત્રા, તારી સખીનો ત્યાગ કરીને ચાલી જાય છે?'

પ્રસન્નમિત્રાએ તરત ઉત્તર આપ્યો: 'ના મહારાજ, એક જીવનસાથીના વિશ્વાસે મૂકીને જાઉં છું.'

રાજા શંખ કંઈ કહેવા જાય તે પહેલાં જ પ્રસન્નમિત્રા ખંડ બહાર નીકળી ગઈ.

કલાવતી એક આસન પર બેઠી હતી...બાજુની ત્રિપદી પર સુવર્ણનો એક થાળ પડયો હતો...તેમાં ફૂલની એક માળા હતી.

પ્રિયદર્શન સ્વામીને ખંડમાં આવેલા જોતાં જ રાજદુલારી કલાવતી એકદમ આસન પરથી ઊભી થઈ ગઈ હતી અને લજ્જા-સંકોચના ભાવ સાથે ત્યાં ને ત્યાં ધરતી સામે ટગર ટગર જોઈને ઊભી હતી.

રાજા શંખ નિમિલિત નેત્રે ઊભેલી પ્રિયતમા પાસે ગયો ને સ્થિર નજરે થોડી પળો સુધી પત્નીને નિહાળી રહ્યો.

એના મનમાં થયું, ખરેખર હું સંસારમાં ભાગ્યશાળી પુરુષ છું. આવું અનુપમ નારીરત્ન દેવતાઓને પણ દુર્લભ હોય છે.

લજ્જાના બોજથી દબાયેલી પત્નીના ખભા પર હાથ મૂકતા શંખે કહ્યું: 'પ્રિયે...'

કલાવતી જાણે કલ્પી ન શકાય એવી ધ્રુજારી અનુભવવા લાગી. આજ સુધી કોઈ પણ પુરુષનો સ્પર્શ થયો ન હતો. યૌવનના તરંગો રમતા હતા અને રૂપની સરિતા વહેતી હતી...સ્વામીનો પ્રથમ સ્પર્શ થતા જ જાણે જરાયે અનુભવની ન હોય છતાં ન સમજાય એવી લાગણીઓની ધ્રુજારી થવા માંડી. કલાવતીએ મનમાં તો ઘણું ઘણું નક્કી કર્યું હતું. સ્વામી સાથે કેવી કેવી વાતો કરવી વગેરે અનેક કલ્પનાઓ સ્થિર કરી હતી...પરંતુ રાજા શંખને પાસે જોતાં જ જાણે એ બધી કલ્પનાઓ વેરણછેરણ બની ગઈ.

રાજા શંખે મૃદુ સ્વરે કહ્યું: 'પ્રિયે...'

ફરી ઝણઝણાટી!

અરે, સ્વામીને પુષ્પની માળા પહેરાવવાની હતી...કેમ ભૂલી જવાય છે? કલાવતીએ ત્રાંસી નજરે પતિ સામે જોયું. ત્યાર પછી તરત બાજુમાં પડેલી ત્રિપદી પરથી ફૂલની માળા ઉપાડી.

રાજા શંખે પણ અનેક વાતો, પ્રશ્નો અને હકીકતો કહેવા-જાણવાની કલ્પનાઓ કરી હતી, પરંતુ તેવ પ્રિયતમાને પહેલી વાર આ રીતે મળતાં જાણે બધું વીસરી ગયો હતો.

રાજકુમારીએ બંને હાથ વડે સ્વામીના કંઠમાં માળા આરોપી. એ જ પળે રાજા શંખે પત્નીને બાહુબંધનમાં જકડી લીધી.

રૂપનું આયુષ્ય જાણે ખીલી ઊઠ્યું.

શંખે કહ્યું: 'દેવી, મહાન પુણ્યના પ્રભાવે આજ હું તને પામી શક્યો છું.'

ઓસુલભ સ્વભાવને વશ થઈ કલાવતીએ સ્વામીના વક્ષઃસ્થળ પર પોતાનું મોઢું છુપાવી દીધું.

શંખે પત્નીનું મુખ ઊંચું કરતાં કહ્યું: 'દેવી, અધરામૃતનું પાન કરતા પહેલાં હું એક વચન આપવા ઇચ્છું છું.'

'હું પોતે જ આપને સમર્પિત થયેલી છું...પછી ..' કલાવતી આગળ બોલી શકી નહિ.

શંખે કહ્યું: 'પ્રિયે, સંસારમાં આર્યનારી હંમેશાં પુરુષને પોતાનું સર્વસ્વ અર્પણ કરતી આવી છે...પણ આજ હું મારી જાતને તારામાં અર્પણ કરું છું. આજના પ્રથમ મિલનના મંગળ દિવસે વચન આપું છુ કે જીવનભર હું તને વફાદાર રહીશ ..તારા મર્યાદા સાચવવામાં ગૌરવ લઈશ!'

પત્ની સમક્ષ વચન આપવામાં પુરુષ ખરેખર ઉદાર જ રહેતો આવ્યો છે ..ખાસ કરીને રૂપવતી નવવધૂ સમક્ષ

અને જે પુરુષ વચન આપવામાં આટલો ઉદાર બનતો હોય છે, તે પુરુષ વિસ્મૃતિના વાદળમાં છૂપાઈ જવામાં પણ પાવરધો બનેલો હોય છે.

કલાવતીએ સ્વામીના ભાવભર્યા શબ્દો અંતરમાં ઝીલીને અતિ મૃદુ સ્વરે કહ્યું 'સ્વામી! સંસારનાં આકર્ષણો ન મૂંઝવી દે એટલા ખાતર મેં એક વ્રત લીધું છે...મારા વ્રતપાલનમાં આપે સહાયક બનવાનું...'

વચ્ચે જ શંખ પત્નીને હેતાદરથી દબાવતો બોલ્યોઃ 'તારું વ્રત એ મારું પણ વ્રત હશે, કહે ..'

'પર્વતિથિના દિવસોએ સંયમ પાળવો.' કલાવતીએ પોતાના વ્રતની વાત કરી.

શંખે આનંદભર્યા સ્વરે કહ્યુ 'આ તો સર્વોત્તમ વ્રત છે. આપણા પ્રથમ મિલનની પહેલી પળ ખરેખર સુહાગી બની.'

કલાવતી સ્વામીના તેજસ્વી વદન સામે જોઈ રહી. રાજા શંખે પત્નીના પ્રસન્ન મધુર નયનો સામે જોઈ એના અધર પર પોતાના અધર ચાંપી દીધા.

ખંડ બહારની વિશાળ ઓસરીમાં મિલનની રાગિણી છેડાઈ રહી હતી. વાદ્યકારોએ વીણા વગેરે વાદ્યો પર મિલનને અભિનંદતી રાગિણી વહેતી કરી હતી.

શયનખંડમાં બિછાવેલા પર્યંક પર સુગંધી ફૂલોની એક ચાદર મહેકી રહી હતી.

વાણીથી પર ગણાય એવી નીરવતા ખંડમાં હર્ષ, પ્રેમ અને આનંદની લાગણીનું મૌન ગીત વ્યક્ત કરી રહી હતી.

અને આ રીતે આનંદમાં દિવસો પસાર થવા માંડયા. જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ રાજા શંખને જણાયું કે કલાવતી ગુણના ભંડાર સમી છે...પવિત્રતાના પ્રકાશ સમી છે.

એ જ રીતે કલાવતીને પણ લાગ્યું કે સ્વામીનું હૃદય ઉદાર, નિર્મળ અને પ્રેમથી ભરેલું છે.

બન્ને પોતપોતાના જીવનને ધન્ય માનવા લાગ્યાં.

બે માસ વીતી ગયા એટલે રાજા શંખે પોતાના રાજ્યમ જવાની ઈચ્છા વ્યક્ત કરી.

મહારાજા વિજયસેન, કુમાર જયસેન અને રાજ્ય પરિવારના અન્ય સભ્યોએ વધુ સમય રોકાવાનો ખૂબ આગ્રહ કર્યો, પરંતુ રાજા શંખે વિનયપૂર્વક પોતાની લાચારી દર્શાવી. કલાવતી પણ સ્વામીની ઈચ્છાને જ અનુસરી કારણ કે તે સમજતી હતી કે પોતે હવે કન્યા મટી ગઈ છે ..હવે એક પુરુષની અર્ધાંગના બની ગઈ છે...છાયા બની ગઈ છે. તે એ પણ સમજતી હતી કે આર્ય પત્નીનું સાચું સ્થાન સ્વામીના ઘરમાં જ છે...અન્ય કોઈ સ્થળે નથી.

શ્રીદત્ત પણ વધુ સમય રોકાઈ શકે તે સ્થિતિમાં નહોતો. દેવશાળની નર્તકી ચંદ્રમુખી તેને રોકાવા માટે ખૂબ આગ્રહ કરી રહી હતી. પરંતુ વ્યવસાય અને તરુણી ભાર્યાના આકર્ષણથી શ્રીદત્ત કેવી રીતે છૂટી શકે?

આ બધા સંયોગોના અંગે એક શુભ દિવસે રાજા વિજયસેને પોતાની એકની એક પુત્રીને વિદાય આપી.

પ્રવાસ દૂરનો હતો, પુત્રી જીવનમાં ફરી વાર આવી શકશે કે કેમ એ એક પ્રશ્ન હતો...કારણ કે હવે તે પોતાના ઘેર જતી હતી... પરાયાને પોતાનાં કરવા જતી હતી...બધી આશાઓ સ્વામીના ઘરમાં જ સંઘરવા જતી હતી.

વિદાય આપતી વખતે માનાં નયનો સજળ બને એ તો સ્વાભાવિક છે...પરંતુ રાજા વિજયસેન, યુવરાજ જયસેન અને અન્ય મંત્રીગણો તેમ જ વિદાય આવેલા નાગરિકો પણ રડી પડ્યા.

કુંવરી જે નગરીમાં, જે ભવનમાં અને જે પ્રદેશમાં આજ સુધી જીવન

# પ્રકરણ ૧૪ મું

## તામ્રચૂડની ગુફામા

નવપરિણીત દંપતીના જીવનનો પ્રથમ પ્રહર આશા આનંદ, ઊર્મિ અને માધુર્યથી સભર બનેલો હોય છે; પણ નવ-જીવનના આ પ્રથમ પ્રહરની કોઈ ચોક્કસ મર્યાદા નથી હોતી જ્યારે ...ની માતા બને છે ત્યારે એનો પ્રથમ પ્રહર પૂરો થાય છે.

નવજીવનના પ્રથમ પ્રહરના માધુર્ય સાથે રાજા શંખ અને દેવી કલાવતીએ જનતાના અનત ઉમંગ સાથે પોતાના ભવનમાં પ્રવેશ કર્યો.

રાજા શંખના મિત્ર શ્રીદત્તે પણ પોતાની પત્નીના વિયોગનું નિવારણ કર્યું.

નવજવાન રાજા શંખના આગમનથી શખપુર તો આનંદ-મગ્ન બની ગયું; પરંતુ રૂપનાં અજવાળાં પાથરતી રાજલક્ષ્મીનાં પગલાં પડતાં સમસ્ત રાજભવન મુખરિત બની ગયું હતું.

લગ્નજીવનનો પ્રથમ પ્રહર કંઈક અંશે માદક તો હોય જ છે. ત્રણ ચાર મહિના તો એવા જ ગયા કે જાણે વિશ્વમાં ત્રીજી કોઈ વ્યક્તિનું અસ્તિત્વ પણ નથી.

હાસ, પરિહાસ, શૃંગાર, શતરંજની રમત, નૃત્ય, સંગીત, આમોદ-પ્રમોદ વગેરે સંસારજીવનના વિવિધ રંગો જાણે જીવનની ભૂમીને રંગીન બનાવી રહ્યા હતા.

રાજા શંખને સંતોષ થયો હતો કે દેવતાઓને પણ દુર્લભ હોય એવું નારીરત્ન પોતે પામી શક્યો છે.

એવો જ સંતોષ રાણી કલાવતીના અંતરમાં વ્યાપ્ત થઈ ગયો હતો. આવા દેવ જેવા સ્વામી પ્રાપ્ત થવા એ પુણ્યનો જ ઉદય છે, એમ તે માનતી હતી.

રાજા શંખને શિકારનો ભારે શોખ હતો, પરંતુ કલાવતીએ સ્વામીને સમજાવ્યું કે આપણે જૈન છીએ... અહિંસાના આરાધક છીએ...જો આપણા જ હાથે નિર્દોષ જીવોનો સંહાર થતો રહેશે તો જગત સમક્ષ એક જૈન તરીકે આપણે ગર્વથી આપણું મસ્તક કેવી રીતે ઊંચું કરી શકશું ?

પત્નીની આ વાત રાજા શંખે સ્વીકારી અને શિકારનો ત્યાગ કર્યો.

યોગ્ય દેખરેખ રાખનારના અભાવે અથવા તો ગૃહસ્થી જાળવનાર અભિભાવકના અભાવે ઘણી વાર પારિવારિક અને ધાર્મિક નિયમો ને વિધિનિષેધોમાં સ્ખલન થઈ જતું હોય છે.

રાણી કલાવતીના આગમન પછી આ બધી ક્ષતિઓ આપોઆપ દૂર થવા માંડી. બાર તિથિ અને ધાર્મિક પર્વના દિવસોમાં લીલાં શાક થતાં બંધ થયાં. પાણીમાં જયણાનો અભાવ હતો તે દૂર થયો. બંને વખતનું પ્રતિક્રમણ, દેવપૂજન વગેરે જીવનના મહત્ત્વના અંગ સમાન બની ગયું.

ઘરમાં કે જીવનમાં જો અધર્મ અથવા અનીતિનો પ્રવેશ થતો હોય છે તો તે ઘરના મોવડીના પ્રમાદના કારણે જ થાય છે. મહાદેવી કલાવતીએ એક જાગૃત નારી માફક તમામ વ્યવસ્થા પર નજર રાખવા માંડી.

અને આસો મહિનાના પ્રથમ સપ્તાહમાં જ રાણી કલાવતીને સમજાયું કે પોતે સગર્ભા થઈ છે. આસો સુદિ સાતમની પાછલી રાતે એક સ્વપ્ન લાધ્યું.

એ સ્વપ્ન માતૃત્વની મંગલ છબીની આગાહી કરનારું હતું. વહેલી સવારે તેણે સ્વામીને પોતાની સ્વપ્નકથા કહી. રાજા શંખે નિમિત્તકોને બોલાવી સ્વપ્નનું ફળ પૂછયુ.

નિમિત્તકોએ કહ્યું: 'મહારાજ, મહાદેવીને થોડી પીડા ભોગવવી પડશે...પરંતુ ઉત્તમ પુત્રરત્નની પ્રાપ્તિ થશે.'

માતૃત્વની મંગલમય છબીનું ભાવિ!

રાજા શંખ હર્ષિત બન્યો. તેણે નિમિત્તકોને સારી ભેટ આપી અને પોતાની પ્રિયતમા મહાદેવી કલાવતીના કંઠમાં એક બહુમૂલ્ય રત્નહાર પહેરાવ્યો

થોડા જ દિવસો પછી સગર્ભાવસ્થાનાં લક્ષણો દેવી કલાવતીને દેખાવા માંડયાં. મોળ આવવી, માથું ભારે થવું, આ બધાં લક્ષણો શરૂ થઈ ગયાં.

અને રાજા શંખે આસો વદિ ૧૩ ના રોજ ખાસ બે માણસો સાથે આ અંગેના શુભ સમાચાર દેવશાલ નગરીના મહારાજા સમક્ષ મોકલ્યા.

પંદરેક દિવસોનો પ્રવાસ કરીને બંને દૂતો દેવશાલ નગરીમાં

પહોંચી ગયા અને મહારાજાને મળીને રાજા શંખે પાઠવેલા સમાચાર આદર કર્યો.

આ સમાચાર સાંભળીને રાજા વિજયસેન આનંદિત બની ગયા. તેમણે મહાદેવી શ્રીમતીને પણ આ વાત કહી.

પોતાની એકની એક કન્યા નારીજીવનના અમર આદર્શને પ્રાપ્ત કરવાના માર્ગ પર આવી છે, એ જાણીને માતાને હર્ષ થયો અને બંને દૂતોને સારી એવી ભેટ આપીને વિદાય કર્યો.

ત્યાર પછી શ્રીમતીએ પોતાના સ્વામીને કહ્યું; ‘ કલાને પાંચમો માસ બેસે ત્યારે આપણે તેને અહીં લાવવી જોઈએ. પહેલી પ્રસૂતિ છે એટલે પિતાને ઘેર વધારે સુગમતા રહે ’

રાજા વિજયસેન સંમત થયા.

અને એકની એક કન્યાને પ્રસુતિ માટે બોલાવવાની તૈયારીઓ કરવા માંડી. પોષ વદિમા કન્યાને તેડવા માટે પાંચ માણસો, પાંચ પરિચારિકાઓ અને મંત્રીને મોકલવાનું નક્કી થયું.

યુવરાજ જયસેન નગરીમા હાજર નહોતો. તે છેલ્લા ત્રણ દિવસથી પોતાના એક મિત્ર સાથે મિત્રની બહેનને કોઈ કાપાલિક ઉઠાવી ગયેલો હોવાથી તેની શોધ માટે ગયો હતો તેને વાવડ મળી ગયા હતા કે વીસ કોસ દૂરના પહાડી વનપ્રદેશમા અપંગ બનેલો તામ્રચૂડ નામનો એક કાપાલિક રહે છે અને પોતાનો રોગ દૂર કરવા ખાતર તે સાત કુમારિકાઓને એકત્ર કરી તેમના બલિદાન આપવાનો છે.

યુવરાજ જયસેનના મિત્ર આર્ય પ્રફુલ્લની બહેન માત્ર નવ વર્ષની હતી અને છ દિવસ પહેલાં જ કોઈ બાવો તેને ઉઠાવી ગયો હતો.

ફેલાવી જનાર બાવો પણ અન્ય નહોતો, તામ્રચૂડનો શિષ્ય નંદક હતો.

આ સમાચાર પ્રાપ્ત થયા પછી તરત જ યુવરાજ થોડા સૈનિકોને સાથે લઈ, પોતાના મિત્ર સાથે પહાડી વનપ્રદેશમાં ગયો હતો.

બે ત્રણ દિવસના રઝળપાટ પછી તે મહામહેનતે તામ્રચૂડની ગુફા શોધી શકયો

યુવરાજ જયસેન અને તેની સાથેના સશસ્ત્ર કુશળ સૈનિકો એક વાત જાણતા હતા કે તામ્રચૂડ ઘણો ભયંકર માણસ છે અને મંત્રબળ વડે ગમે તેને નષ્ટ કરી માનવરક્તનુ પાન કરે છે.

આ બધા સંયોગોમાં યુવરાજ જયસેને ગુપ્ત રીતે તેની ગુફામાં જવાનો વિચાર કર્યો અને પોતાના બધા સાથીઓને આસપાસ ગુપ્ત રીતે ગોઠવી દીધા.

યુવરાજ એકલા જાય તે તેના મિત્ર પ્રફુલ્લને ન રુચ્યું...તે પણ સાથે જવા તૈયાર થયો અને યુવરાજની ના હોવા છતા છેવટે બંનેએ સાથે ગુફામાં પ્રવેશ કરવાનું નક્કી કર્યું.

પ્રશ્ન એ ઊભો થયો કે ગુફામાં જવું કયા વેશે?

છેવટે બને મિત્રોએ વનવાસી ભીલ્લના વેશે અંદર જવાનું નક્કી કર્યું.

અને એ બારેનાં વસ્ત્રો વગેરે એકત્ર કરી વેશ પરિવર્તન કરી વાળ્યું.

વહેલી સવારે ગુફામાં આરતીના અવાજ થવા માંડયા...બરાબર આ સમયે આર્ય પ્રફુલ્લ અને કુમાર જયસેન ગુફામાં દાખલ થયા.

સદ્‌ભાગ્યે ગુફાનું મુખ્ય દ્વાર ખુલ્લું જ હતું. કારણ કે ભય જેવું કશું હતું નહિ.

ગુફામાં આગળ વધતાં થોડે દૂરથી મહાકાળીની મૂર્તિ સામે આરતી ઉતારતો એક માણુસ દેખાયો. એક માણુસ હાથમાં ઝાલર વગાડતો ઊભો હતો અને અપગ બની ગયેલો તામ્રચૂડ નીચે બેઠો બેઠો મૂર્તિ સામે એકધ્યાને જોઇ રહ્યો હતો.

આર્ય પ્રફુલ્લ અને કુમાર જયસેને મહાકાલીનો તથા મહાત્મા તામ્રચૂડનો જયનાદ બોલાવવો શરૂ કર્યો.

આ જયધ્વનિ સંભળીને તામ્રચૂડ તથા બંને શિષ્યો એકાએક ચમક્યા પરંતુ આરતીમાં સ્ખલન ન થાય એટલા ખાતર કોઈ કશું બોલ્યું નહિ

જયસેન અને પ્રફુલ્લ તો જયનાદ બોલાવતા બોલાવતા છેક નજીક પહોંચી ગયા.

આરતી પૂરી થઈ.

તામ્રચૂડે પ્રચંડ સ્વરે કહ્યું: 'કોણુ છો તમે? ક્યાંથી આવ્યા છો? આજ્ઞા લીધા વગર કેમ દાખલ થયા છો?'

આર્ય પ્રફુલ્લે કહ્યું: 'બાપજી, અમે પાંચ કોસ દૂરની વનપલ્લીના રહેવાસી છીએ...માનતા માની હતી, એટલે દર્શને આવ્યા છીએ. અને અમો બને ભાઈઓ એક એક કન્યા અર્પણુ કરવા ઈચ્છીએ છએ'

'કન્યા?'

'હા કૃપાવતાર...અમારી સાત આઠ વર્ષની કુમારી કન્યાઓ માતાજીના ચરણુમાં મૂકવા આવ્યા છીએ.'

તામ્રચૂડ હર્ષભેર બોલી ઊઠયો: 'માતાજી તમારું કલ્યાણુ કરશે...

જયમહાકાલી! જય કાળભૈરવી! જય જોગમાયા!' ત્યાર પછી તેણે નંદક સામે જોઈને કહ્યું: 'નંદક! જોયો માતાજીનો ચમત્કાર? પાંચ કન્યાઓ મળી ગઈ છે, બે બાકી હતી તે માતાજીએ સામે પગલે મોકલી.'

બન્ને શિષ્યો અને તામ્રચૂડે માતાજીને નમસ્કાર કર્યો. ત્યાર પછી તામ્રચૂડે બનાવટી વનવાસીઓ સામે જોઈને કહ્યું: 'ક્યાં છે કન્યારત્નો?'

'અમારે ઘેર છે...અમે આપની આજ્ઞા મળે એટલે ..'

'મારી આજ્ઞા છે...જાઓ લઈ આવો'

'ભગવાન તામ્રચૂડ મહારાજનો જય થાઓ.' કહી પ્રફુલ્લ નાચવા માંડયો. ત્યાર પછી બોલ્યો: 'કૃપાળુ, મારો ભાઈ અહીં રોકાય છે...આપ કોઈ ને મારી સાથે મોકલો તો...'

'નંદક, તું આ ભીલરાજની સાથે જા અને બન્ને કન્યારત્નો લઈ આવ' તામ્રચૂડે આજ્ઞા કરી.

તરત નંદક તૈયાર થઈ ગયો અને પ્રફુલ્લની સાથે ગુફા બહાર ગયો.

કુમાર જયસેન ત્યાં બેસી રહ્યો.

આર્ય પ્રફુલ્લ અને નંદક ગુફા બહાર નીકળીને બે એક ખેતરવા ગયા હશે ત્યાં યોજના મુજબ ચાર સૈનિકોએ બંનેને ઘેરી લીધા અને નંદકને તરત પકડી લઈ એના મોઢામાં ડૂચો મારી, હાથ પગ બાંધી એક પહાડી તરફ લઈ ગયા.

આર્ય પ્રફુલ્લ દોડતો દોડતો ગુફામાં પાછો આવ્યો અને ગભરાયેલા સ્વરે બોલ્યો: 'ગુરુદેવ.. ગુરુદેવ...'

'કેમ, શું થયું?'

'મહારાજ, આપના શિષ્ય બહાર નીકળ્યા પછી કોઈ મહાત્મા સાથે અન્યત્ર ચાલ્યા ગયા છે.' પ્રફુલ્લે હાસ્યના મોઢે કહ્યું.

'કયો મહાત્મા ભેટી ગયો, શ્રીપદ? તું આ ભાઈ સાથે જા અને તપાસ કર, કોણ આવી પડ્યું છે?' તામ્રચૂડે આજ્ઞા કરી.

શ્રીપદ તરત રવાના થયો. પ્રફુલ્લ આગળ આગળ ચાલવા માંડ્યો.

ગુફા બહાર નીકળતાં જ શ્રીપદે પ્રશ્ન કર્યો: 'નંદક મહારાજ કઈ બાજુ ગયા છે!'

'આ ટેકરી દેખાય તે તરફ.' કહી પ્રફુલ્લે આંગળી ચીંધી.

બંને એ તરફ આગળ વધ્યા.

એકએક ખેતરવા જતાં જ સૈનિકો બંનેને ઘેરી વળ્યા અને શ્રીપદને મુશ્કેટાટ બાંધી, મોઢામાં ડૂચો મારી ઉઠાવી ગયા.

આર્ય પ્રફુલ્લ હર્ષ પામતો ગુફા તરફ વળ્યો.

## પ્રકરણ ૧૫ મું
## શાપિત કંકણ

આર્ય પ્રફુલ્લ જરા યે પદસંચાર ન થાય તે રીતે ગુફામાં ફરી વાર દાખલ થયો અને લપાતો છૂપાતો મહાકાળીની મૂર્તિવાળા ખંડ પાસે પહોંચ્યો.

તેણે જોયું તો યુવરાજ જયસેન અને તામ્રચૂડ ખુશમિજાજથી વાતો કરી રહ્યા હતા. તામ્રચૂડ અપંગ બની ગયો હતો. છતાં તેના ચહેરા પરની ભયંકર રેખાઓ જરાયે ઝાંખી નહોતી પડી. તેની વિશાળ આંખો એવી ને એવી તેજસ્વી હતી. તેના ભવ્ય કપાળ પર કુમકુમનું વિલેપન એની ભયંકર મુદ્રાને વધારે ભયંકર બનાવવામાં સહાયક જણાતું હતું.

બે પળ જોયા કરી આર્ય પ્રફુલ્લે સાંકેતિક ખોખારો ખાધો. સાંભળતાં જ જયસેન સમજી ગયો કે બંને શિષ્યો પકડાઈ ચૂક્યા છે. પરંતુ તામ્રચૂડે દ્વાર તરફ નજર કરતા પ્રચંડ સ્વરે કહ્યું : 'કોણ આવે છે?'

જયસેન ઊભા થઈ દ્વાર તરફ જોતાં કહ્યું. 'કોઈ દેખાતું નથી, મહારાજ!'

'હમણા જ કોઈનો ખોંખારો મારા કાન પર સંભળાયો... જરા તપાસ તો કર!' તામ્રચૂડે જયસેનને કહ્યું.

પરંતુ જયસેન તપાસ કરવા ન ગયો. તેણે તરત તામ્રચૂડના બન્ને હાથ પકડી લીધા.

તામ્રચૂડ ચમક્યો અને બોલ્યો: 'અલ્યા વનવાસી, મને શા માટે પકડે છે? મૂર્ખના સરદાર! હું તને તપાસ કરવાનું કહું છું.'

ઉત્તરમાં જયસેન ખડખડાટ હસી પડ્યો અને પ્રફુલ્લ પણ આવી ગયો. પ્રફુલ્લે જરાયે વિલંબ કર્યા વગર તામ્રચૂડના મોઢામાં કપડાનો ડૂચો ઠસાવી દીધો.

તામ્રચૂડ ધૂંઆપૂંઆ થઈ રહ્યો હતો. પણ થાય શું? જયસેને એના હાથ એક રેશમી દોરી વડે પીઠ પાછળ રાખીને બાંધી દીધા.

અકળાયેલો તામ્રચૂડ કાળઝાળ થઈ ગયો હતો પણ બોલે કેવી રીતે? વકરેલા વાઘ માફક તે શરીરને હલાવવા લાગ્યો.

યુવરાજ જયસેને કહ્યું: 'તામ્રચૂડ, અમે કોઈ વનવાસી નથી પણ તારી પાપલીલાનો અંત લાવવા આવ્યા છીએ. ધર્મના નામે અને મેલી વિદ્યાના જોર પર તું માનવરક્તનું પાન કરી રહ્યો છે. નિર્દોષ કન્યાઓને ઉઠાવી લાવી એમના જીવન બરબાદ કરી રહ્યો છે અને ધર્મના ઓઠા પાછળ તારી પાપલીલાઓ પોષી રહ્યો છે. અમે તારા પાપરથનો નાશ કરવાના છીએ.'

તામ્રચૂડ ઘણો વ્યાકુળ બની ગયો હતો...મારણ મંત્ર વડે બન્નેનો નાશ કરવાની પણ તેના પ્રાણમાં ભાવના જાગી હતી...પણ મોઢું બંધ હતું...હાથ બંધાયેલા હતા. મારણમંત્રનું આરાધન જે મુદ્રા વડે થવું જોઈએ તે થઈ શકે તેમ નહોતું.

આર્ય પ્રફુલ્લે કહ્યું. 'તામ્રચૂડ! તું મેલી વિદ્યાના બળ વડે

કશી ધમાલ ન મચાવે એટલા ખાતર જ તારા હાથ બાંધ્યા છે ને તારા મોઢામાં ડૂચો ભરાવ્યો છે.' ત્યાર પછી જયસેન સામે જોઈને : 'મિત્ર, આ ગુફા અંદરથી મોટી હોય એમ લાગે છે. અંદર ગુપ્ત ખંડો પણ હશે અને એ બધી તપાસ આપણે કરી લેવી પડશે. હું આપણા સૈનિકોને બંને કેદીઓ સાથે અહીં લઈ આવું'

તરત પ્રફુલ્લ ગુફા બહાર નીકળી ગયો. બહાર નીકળ્યા પછી તેણે પોતાની ભેટમાં છુપાવેલો શંખ બહાર કાઢી શંખનાદ કર્યો.

શંખનાદ સાંભળતાં જ બધા સૈનિકો જે આસપાસ છૂપાયા હતા તે બહાર નીકળ્યા.

આર્ય પ્રફુલ્લે એક સૈનિક સામે જોઈને કહ્યું: 'તમે બધા ગુફામાં આવો. પેલા બંને કેદીઓને પણ સાથે જ લેતા આવજો.'

આટલું કહીને આર્ય પ્રફુલ્લ પાછો ગુફામાં ચાલ્યો ગયો અને થોડી જ વારમાં બને કેદીઓ સાથે સૈનિકો પણ ગુફામાં દાખલ થયા.

પોતાના ગુરુદેવને આ રીતે બંધનાવસ્થામાં પડેલા જોઈને નંદક અને શ્રીપદ ભારે વિહ્વળ બની ગયા...પરંતુ તેઓ નિરુપાય હતા. તેઓના મોઢામાં ડૂચા ભરાવેલા હતા. હાથ પગ મજબૂત બાંધેલા હતા.

જયસેને પોતાના સૈનિકો સામે જોઈને કહ્યું. 'અહીં ત્રણ જણ રોકાય. આ નરાધમો કંઈ પણ ધમાલ કરે તો તરત તેઓનાં મસ્તક ધડથી જુદા કરી નાખજો.'

ત્યાર પછી પ્રફુલ્લ અને અન્ય સૈનિકોને લઈને જયસેન ગુફામાં અન્ય ખંડો તપાસવા ગયો

ગુફામાં અન્ય ખંડો માત્ર ચાર જ દેખાયા અને એ ચારે ય ખંડો સાવ ખાલીખમ હતા. જયસેને કહ્યું: 'મિત્ર, આ ગુફામાં કોઈ ભેદી ખંડો ને ગુપ્ત માર્ગો હોવા જોઈએ. આપણે હમણાં જ સાંભળ્યું

હતું કે બલિદાન માટે પાંચ કન્યાઓ એકત્ર કરવામાં આવી છે. તો તે સમે તે ગુપ્ત ખંડમાં જ હોવી જોઈએ.'

'આપની વાત સત્ય લાગે છે. પરંતુ ગુપ્ત ખંડો કે એનો માર્ગ આપણને મળે કેવી રીતે?'

'તામ્રચૂડ એટલો ખંધો છે કે કશું નહિ બોલે, પરંતુ એના શિષ્યોને ચૌદમું રત્ન ચખાડવામાં આવશે તો જરૂર સફળતા મેળવી શકાશે.' યુવરાજે કહ્યું.

બંને મિત્રો મુખ્ય ખંડમાં આવ્યા.

તામ્રચૂડ અને તેના બંને શિષ્યો બંધનાવસ્થામાં પડ્યા હતા અને મનથી ભારે વ્યાકુળતા અનુભવી રહ્યા હતા. આર્ય પ્રફુલ્લે નંદક પાસે જઈને પ્રશ્ન કર્યો: 'પાંચે ય કુમારિકાઓને ક્યાં છુપાવી છે?'

નંદક સળગતી આંખે જોઈ રહ્યો.

પ્રફુલ્લે ફરી વાર કહ્યું: 'તું અમારી આગળ ચાલ અને અમને માર્ગ બતાવ.'

નંદક અચળ રહ્યો.

જયસેને કહ્યું: 'મિત્ર આ બધા શ્વાનોના અધિકારી છે... વાતોથી કદી નહિ માને. નિર્દોષ કન્યાઓનાં અપહરણ કરનારા અને માનવજાતના મોટામાં મોટા શત્રુ છે. ધર્મશાસ્ત્ર પણ આવા શેતાનોને શિક્ષા કરવાનું ફરમાન કરે છે.' ત્યાર પછી એક સૈનિક સામે જોઈને કહ્યું: 'માધવ, સાધુ પુરુષોને વંદના કરવી જોઈએ અને સાધુના વેશમાં છુપાયેલા શેતાનોને શિક્ષા કરવી જોઈએ. જો તારું હૃદય અચકાતું ન હોય તો હું તને આજ્ઞા કરું...'

'યુવરાજશ્રી, આપની આજ્ઞા હું મસ્તકે ચડાવીશ.' માધવે કહ્યું.

યુવરાજે ચારે તરફ નજર કરી: એક ખૂણામાં તામ્રચૂડનો મજબૂત કોરડો પડયો હતો. તેના તરફ આંગળી ચીંધતાં જયસેને કહ્યું: 'જો માધવ, સામે આ શયતાનોનો જે કોરડો પડયો છે. એ કોરડાનો ઉપયોગ આ લોકોએ આજ સુધી અનેક નિર્દોષ પ્રાણીઓ ઉપર કર્યો હશે...એ કેટલો અગ્નિભર્યો છે એનો પરિચય આજ બન્ને શિષ્યોને કરાવવાનો છે...તું કોરડો ઉપાડીને બંનેની પીઠ પર નિર્દયતાથી વીંઝવા માંડજે. એ નાલાયકો જ્યાં સુધી ગુપ્તગૃહનો માર્ગ ન બતાવે ત્યાં સુધી તારે ફટકા માર્યા કરવાના છે...જરા યે દયા રાખીશ નહિ.'

યુવરાજની આજ્ઞા મસ્તકે ચડાવીને માધવ અગ્રેસર થયો. તેણે ચર્મગુંફિત કોરડો હાથમાં લીધો. પ્રથમ તો તામ્રચૂડના બંને શિષ્યો ધ્રૂજી ઊઠયા...માધવ બંનેની સામે આવ્યો. યુવરાજે બંને શિષ્યો સામે જોઈને કહ્યું: 'આ કોરડાથી તમારી ચામડી ઊતરી જશે...એ સ્થિતિમાં ન મુકાવું હોય તો તમે આગળ થાઓ અને જ્યાં પાંચ કન્યાઓને રાખવામાં આવી છે તે સ્થળ અમને બતાવો.

તામ્રચૂડના બંને શિષ્યોએ નીચે પડેલા ગુરુ સામે જોયું. તામ્રચૂડે આંખ વડે ઇશારો કરીને ના કહી. બન્ને શિષ્યો એમ ને એમ ઊભા રહી ગયા.

જયસેન સમજી ગયો. આ લોકો કોઈ પણ ઉપાયે દમદાટીથી વશ થાય તેમ લાગતા નથી. તેના મનમાં એમ જ હતું કે કોઈને પણ કશી ઈજા કર્યા વગર જો સરળતાથી કાર્ય પતી જાય તો ઉત્તમ. પણ સરળતા અહીં ચાલે તેમ નહોતી.

માધવ પોતાનું કાર્ય શરૂ કરે તે પહેલાં જ જયસેને પોતાના મિત્ર પ્રફુલ્લ સામે જોઈને કોઈ ન સાંભળે તે રીતે એક તરફ લઈ જઈ ધીમા સાદે કહ્યું: 'મિત્ર, આપણી મનોભાવના મારવાની છે નહિ

અને સંલત.થી આ લોકો સમજી શકે તેમ લાગતું નથી. શું કરશું ?'

પ્રફુલ્લે કહ્યું : ' મને એક સંશય થયો છે.'

' શું ?'

' આ કાળભૈરવીની મૂર્તિ ઘણી વિશાળ છે...કદાચ એ મૂર્તિ પાછળ માર્ગ હોય અથવા ગુપ્ત દ્વાર હોય...આવું ઘણાં મંદિરોમાં હોય છે.' પ્રફુલ્લે કહ્યું.

' તો આપણે તપાસ કરીએ છેલ્લે કંઈ નહિ મળે તો ચૌદમા રતનનો પ્રયોગ કરીશું.' કહી જયસેને માધવ સામે જોઈને કહ્યું : ' માધવ, આ દુષ્ટ લોકોની ચામડી બરબાદ કરતાં પહેલાં આપણે એક વાર તપાસ કરી લઈએ.

' જેવી આજ્ઞા.' કહીને માધવ ઊભો રહી ગયો.

યુવરાજ જયસેન અને પ્રફુલ્લ કાળભૈરવીની વિરાટ પ્રતિમા તરફ ગયા.

જૈનોના પ્રાણમાં સુદેવ, સુગુરુ અને સુધર્મ પ્રત્યે ભક્તિ હોય છે. અન્ય દેવી દેવતાઓ પ્રત્યે શ્રદ્ધા હોતી જ નથી...તેમ છતાં અન્ય દેવ–દેવીઓની હિલના કરવાની કે અપમાન કરવાની પણ વૃત્તિ નથી હોતી.

યુવરાજ જયસેન સમજતો હતો કે હિંસાના આવા અત્યાચારો બંધ કરવા જોઇએ. પણ આ કાર્ય જ્યાં સુધી માનવ જીવ અજ્ઞાનમા પડ્યો હોય છે ત્યાં સુધી થઈ શકતું નથી.

બને મિત્રો કાળભૈરવીની વિરાટ પ્રતિમા સામે ઊભા રહીને બારીકાઈથી જોવા લાગ્યા.

દેવીની આઠ ભુજાએ હતી અને આઠેય ભુજાઓમા વિધવિધ

પ્રકારનાં શસ્ત્રો શોભી રહ્યાં હતાં. દેવીના ચરણ પર અક્ષતો પૂરેલા હોવાથી સુંદરતામાં રાગ ચડી હોય તેમ જણાતું હતું. દેવીનાં બંને નેત્રો અતિ તેજસ્વી રત્નનાં બનાવેલાં હતાં અને ખૂબ જ પ્રકાશ આપી રહ્યાં હતાં. દેવીના ગળામાં સુવર્ણ અને રત્નના અલંકારો હતા. એક બાળમુંડની માળા છેક પગ સુધી ઝૂલી રહી હતી. દેવીની લાલ લાલ જીભ બહાર નીકળેલી હતી એથી એનું રૌદ્ર સ્વરૂપ વ્યક્ત થતું દેખાતું હતું.

તામ્રચૂડ અને તેના બંને શિષ્યો ફાટી આંખે જોઈ રહ્યા હતા. તામ્રચૂડના મનમાં થયું કે જો મારા મોઢામાં ડૂચો ન માર્યો હોત અને હાથ મુક્ત રાખ્યા હોત તો આ પળે જ મારણ મંત્ર વડે બંનેને ખતમ કરી નાખત પણ તે લાચાર બની ગયો હતો.

નિરીક્ષણ કરતાં કરતાં યુવરાજની દૃષ્ટિ દેવીના ત્રિશૂળવાળા હાથ પર સ્થિર થઈ અને તે આસ્તેથી બોલ્યો : 'પ્રફુલ્લ, ત્રિશૂળવાળો હાથ અન્ય ભુજો કરતાં જુદો પડે છે જો, કોણી પાસે આછો સાંધો દેખાય છે...કદાચ તે વળી શકતો હોય અને...'

વચ્ચે જ પ્રફુલ્લ બોલ્યો : 'બરાબર છે. એ હાથમાં કંઈક કરામત લાગે છે આપ આ બાજુ આવો...હું તપાસ કરી લઉં.' કહી પ્રફુલ્લ પીઠિકા પર ચડી ગયો અને એક પળનો યે વિલંબ કર્યા વગર તેણે કાળભૈરવીનો ત્રિશૂળવાળો હાથ પકડ્યો...

તામ્રચૂડ ગભરાયો. તે રાડ નાખવા ગયો પણ મોઢામાં ડૂચો હોવાથી કશું બોલી શક્યો નહિ ચોકી કરતા સૈનિકો જોઈ શક્યા કે તામ્રચૂડ ભારે અકળામણ અનુભવી રહ્યો છે. માધવ હર્ષભર્યો સ્વરે બોલી ઊઠ્યો : 'મહારાજ, ત્યાં જ કંઈક કરામત લાગે છે. તામ્રચૂડ અકળાય છે એ પરથી લાગે છે કે...'

માધવનું વાક્ય પૂરું થાય તે પહેલાં જ પ્રફુલ્લે દેવીનો ત્રિશૂળવાળો હાથ જે વક્ર હતો તે સીધો કરી નાખ્યો હતો અને સહુના આશ્ચર્ય વચ્ચે કાળભૈરવીના જમણા પડખા પાસે પડેલો એક મોટો કુંભ આપોઆપ અદૃશ્ય થઈ ગયો અને એ સ્થળે એક માણસ સહેલાઈથી નીચે ઊતરી શકે એવો માર્ગ જણાયો.

યુવરાજે હર્ષભર્યો સ્વરે કહ્યું : 'પ્રફુલ્લ, ગુપ્ત માર્ગ ખૂલી ગયો લાગે છે.. તું ફરી વાર હાથ વાંકો વાળ એટલે ખાતરી કરી લઈ એ'

પ્રફુલ્લે ત્રિશૂળવાળો હાથ પુનઃ હતો તેમ કર્યો એટલે અંદર ઊતરી ગયેલો કુંભ તરત જ પાછો બહાર આવી ગયો.

તામ્રચૂડની અકળામણ વધી રહી હતી. તે ધ્રૂજી રહ્યો હતો અને આમતેમ થઈ રહ્યો હતો.

પ્રફુલ્લે ફરી વાર હાથ સીધો કર્યો અને તરત કુંભ અંદર ચાલ્યો ગયો.

જયસેને કહ્યું : 'પ્રફુલ્લ, એ હાથ એની મેળે તો વળી જતો નથી ને ?'

પ્રફુલ્લે દેવીનો હાથ એમ ને એમ સીધો રહેવા દઈને કહ્યું : 'ના.'

'તો તું અહીં ધ્યાન રાખજે. હું બે સૈનિકો સાથે અંદર ઊતરું છું.' કહીં યુવરાજે માધવ સામે જોઈને કહ્યું : 'માધવ, તમે બે જણ મારી સાથે આવો.'

પ્રફુલ્લે કહ્યું . 'આપ રહેવા દો. મને અંદર જવા દો.'

ઉત્તરમાં જયસેન આછું હસ્યો અને પીઠિકા પર ચડીને દેવીના જમણા પડખે મુક્ત થયેલા માર્ગ તરફ ગયો.

માધવ અને બીજો એક સૈનિક પીઠિકા પર ચડી ગયા હતા.

તલવાર ખુલ્લી કરીને જયસેન અંદર ઊતરવા માંડયો... તેણે જોયું, અંદર સોપાન શ્રેણી છે, પરંતુ અંધકાર પુષ્કળ છે. તેણે પાછળ ઊતરી રહેલા માધવને કહ્યું : ' માધવ, મશાલ કે એવું કંઈક મળશે ? '

' દેવી પાસે એક દીવો બળે છે. '

' તો તે લઈ લે '

માધવની પાછળ જે સૈનિક હતો, તેણે દીપદાની લઈ લીધી; અને માધવને આપી. માધવે યુવરાજના હાથમાં સોંપી.

થોડી જ વારમાં યુવરાજ બંને સૈનિકો સાથે લગભગ વીસ પગથિયાં ઊતરી ગયો. તે જોઈ શક્યો કે નીચે એક સમથળ ચોક છે. એક તરફથી આછો પ્રકાશ આવી રહ્યો છે..

માધવે કહ્યું : ' મહારાજ, ઘણું સુંદર અને સ્વચ્છ ભોંયરું છે ... આમ તો જુઓ, સામે એ ખંડ દેખાય છે. '

' એ ખંડ ખોલવા પડશે. ' કહી જયસેન ખંડ પાસે ગયો. ખંડના દ્વારને માત્ર સાંકળ જ લગાવેલી હતી. જયસેને સાંકળ ખોલીને દ્વારને ધક્કો માર્યો. દ્વાર ખૂલી ગયું. અને દીવાના પ્રકાશમાં ત્રણેય માણસોએ જોયું, ખંડમાં ચારે તરફ નાની-મોટી પેટિકાઓ પડેલી છે... કોઈ માનવી ખંડમાં નથી.

જયસેને કહ્યું; ' માધવ, સંભવ છે કે આ પેટિકાઓ ધનથી ભરેલી હોય ! આપણે બીજો ખંડ તપાસીએ. '

ખંડ ખુલ્લો રાખીને ત્રણેય બહાર નીકળ્યા. અને બીજા ખંડનું દ્વાર ખોલ્યાં એ ખંડમાં પણ વિધવિધ પ્રકારનાં વાસણો ને ઉપકરણો ગોઠવેલાં પડયાં હતાં કોઈ હતું નહિ.

જયસેને માધવ સામે જોઈને કહ્યું. ' અહીં પણ કોઈ નથી... હવે ? '

માધવે કહ્યું: 'મહારાજ, આપણે પેલી તરફ જઈએ... ત્યાં કંઈક પ્રકાશ જેવું દેખાતું હતું.'

'હા ચાલો...' કહી જયસેન આગળ થયો. જયસેને ખંડમાં જ્યાં પહેલાં એક તરફ પ્રકાશની આછી રેખા જોઈ હતી, ત્રણેય તે તરફ ગયા.

પ્રકાશની આછી રેખા પથ્થરની એક સાંધમાંથી આવી રહી હતી. પણ પથ્થરની સાંધ પાછળ શું હશે?

માધવે કહ્યું: 'મહારાજ, આ કોઈ ગુપ્ત દ્વાર લાગે છે.'

'પરંતુ એને ખોલવું કેવી રીતે?' કહી જયસેન ચારે તરફ બારીકાઈથી જોવા માંડયો. લગભગ અર્ધ ઘટિકાના નિરીક્ષણ પછી તે જોઈ શકયો કે સામેની દીવાલના ખૂણામાં લોખંડનું એક ચક્ર ગોઠવેલું છે. તેણે માધવ સામે જોઈને કહ્યું: 'માધવ, આ દીપક પકડી રાખ...

માધવે દીપક હાથમાં લઈ લીધો અને જયસેન તે લોહચક્ર પાસે ગયો. બે પળ વિચાર કરીને તેણે લોહચક્ર ફેરવવા માંડયું. અને થોડા જ વારમાં જે પથ્થરની સાંધ સાવ ઝાંખી રેખા જેવી જણાતી હતી તે પહોળી થવા માંડી અને એક વિરાટ પથ્થરની શિલા જાણે આપો આપ એક તરફ ખૂલતાં દ્વાર માફક ખસવા માંડી. માધવે હર્ષભર સ્વરે કહ્યું: 'મહારાજ...આમ જુઓ...શિલા ખસી રહી છે.'

જયસેને જોરથી ચક્કર ફેરવવા માંડયું અને થોડી જ વારમાં બે માણસો જાય એટલી જગ્યા થઈ ગઈ.

તરત જયસેન પોતાના બંને સૈનિકો સાથે અંદર દાખલ થયો. અંદર દાખલ થતાં જ તેઓ જોઈ શકયા કે એક વિશાળ પ્રસ્તર ખંડમાં તેઓ આવી ગયા છે. એક તરફની દીવાલમાં સળગતી મશાલ ખસવેલી છે અને તેનો પ્રકાશ સારાયે ખંડમાં વિસ્તરી રહ્યો છે.

અને સામેના ખૂણામાં પાંચ બાળાઓ પોતપોતાની શય્યા પર બેઠી છે.. ભયથી જાણે ધ્રુજી રહી છે... પરંતુ પ્રફુલ્લની બહેન યુવરાજને ઓળખી ગઈ અને એકદમ બોલી ઊઠી: 'મહારાજ...'

જયસિંહ હર્ષમાં આવી ગયો.

પ્રફુલ્લની બહેન તેને વળગી પડી અને ધ્રૂસકે ધ્રૂસકે રડવા માંડી. જયસેને કહ્યું: 'બહેન, રડીશ નહિ... પ્રફુલ્લ પણ મારી સાથે છે... અમે તને શોધવા જ આવ્યા હતા.'

થોડી જ વારમાં જયસેન પાંચે ય બાલિકાઓને લઈને બહાર નીકળ્યો અને જે રસ્તેથી તે અંદર દાખલ થયો હતો તે રસ્તેથી બધાને લઈને બહાર નીકળ્યો.

બહાર નીકળતાં જ પ્રફુલ્લની બહેન પોતાના મોટા ભાઈને એકદમ વળગી પડી

જયસેને તામ્રચૂડ સામે જોઈને કહ્યું: 'નરાધમ, આવી કુમળી બાલિકાઓનો વધ કરવાની કલ્પના પણ તને કેમ કંપાવી શકતી નથી? આવી નૃશંસ હત્યા એ ધર્મ છે?' ત્યાર પછી તેણે માધવ સામે જોઈને કહ્યું: 'માધવ, પાંચ સૈનિકો સાથે અંદર જા અને જે ખંડમાં આપણે પેટિકાઓ ને ઉપકરણો જોયાં હતાં તે બધો સામાન બહાર કાઢી લાવ.'

તામ્રચૂડ માથું પછાડવા લાગ્યો. વરસો સુધી એકત્ર કરેલી સંપત્તિ પોતાની આંખ સામે જ શું ચાલી જશે? એ પેટિકાઓમાં સુવર્ણ છે, રત્નાલંકારો છે અને જગતમાં અપ્રાપ્ય ગણાય એવા બહુમૂલ્ય અલંકારો પણ છે. તામ્રચૂડ કંઈક કહેવા માટે આકુળવ્યાકુળ બનીને કાયાને આમતેમ કરવા માંડ્યો. જયસેને તેના સામે જોઈને કહ્યું: 'કાંઈ કહેવું છે?'

તામ્રચૂડે માથું ધુણાવ્યું... હા જણાવી.

જયસેને માધવને કહ્યું: 'માધવ, એના મોઢા પરનું બંધન ખોલી નાખ...'

તરત પ્રફુલ્લ બોલ્યો: 'યુવરાજ, એ સાહસ કરવા જેવું નથી. આ શેતાન તરત કંઈક મંત્રપ્રયોગ કરશે.'

'નહિ મિત્ર, એને શું કહેવું છે તે આપણે સાંભળવું જોઈએ. જો તે મંત્રપ્રયોગ કરવાનો પ્રયત્ન કરશે તો પણ આપણને કશી અસર નહિ થાય. નવકારમંત્ર વિશ્વનો મહામંત્ર છે અને આપણે એ મહામંત્રના આરાધક છીએ. છતાં હું સાવધ છું...જો એ કંઈ પણ અપચ્ય કરવા જશે તો એ જ પળે મારી તલવાર એની ગરદન પર ફરી વળશે'

માધવે તામ્રચૂડના મોઢામાંથી ડૂચો કાઢી નાખ્યો. તામ્રચૂડ ધીમા સાદે બોલ્યો: 'મહારાજ, પાંચે બાલિકાઓને આપ લઈ જાઓ...પણ મારી વરસોની સંચિત કરેલી સંપત્તિને કૃપા કરીને બહાર કઢાવશો નહિ.

જયસેને કહ્યું: 'તામ્રચૂડ, તારી સંપત્તિ લઈ જવાની મારી ઈચ્છા નથી. હું એને બહાર કઢાવી ગરીબોમાં વહેંચી દેવા માગું છું'

'મહારાજ, મારા પર દયા કરો...મેં ઘણા પરિશ્રમથી સંપત્તિ એકત્ર કરી છે.'

'છતાં તું આવી નિર્દોષ બાલિકાઓનાં બલિદાન આપવા માટે તૈયાર થાય છે, કેમ?'

'હવેથી હું આવાં બલિદાન નહિ આપું.'

'તારા બોલવા પર વિશ્વાસ કેમ લાવી શકાય?'

'હું મારી ઈષ્ટદેવી કાળભૈરવીના સોગંદ ખાઈને કહું છું કે હવેથી હું આવી નિર્દોષ બાલિકાઓનો વધ નહિ કરું..'

'માત્ર બાલિકાઓનો શા માટે? કોઈ પણ પ્રાણીનો વધ ન

કરવાની પ્રતિજ્ઞા લે તો અમે તારી સંપત્તિ જોયા વગર ચાલ્યા જઈશું.' જયસેને કહ્યું.

તામ્રચૂડે પોતાની ઇષ્ટ દેવી કાળભૈરવીના સોગંદ ખાઈને કોઈ પણ પ્રાણીનો વધ ન કરવાની ખાતરી આપી

જયસેને કહ્યું: 'તારા પર વિશ્વાસ રાખીને હું વિદાય થાઉં છું '

તામ્રચૂડે કહ્યું: મહારાજ, હું આપનો આ ઉપકાર કદી નહિ ભૂલી શકું...પણ આપે મારી એક વાત સ્વીકારવી પડશે.'

'કહે...'

'મારી પાસે ઘણી અમૂલ્ય વસ્તુઓ છે...એમાંથી એક વસ્તુ આજના પ્રસંગની યાદરૂપે આપને આપવા માગું છું.'

જયસેને હસીને કહ્યું: 'તામ્રચૂડ, તેં પ્રતિજ્ઞા લીધી એ જ મને મહાન વસ્તુ મળી ગઈ છે...'

'ના મહારાજ, પ્રસાદીરૂપે આપ સ્વીકાર કરો.' તામ્રચૂડ કરુણ સ્વરે બોલ્યો.

યુવરાજ જયસેને કહ્યું: 'ભલે.'

'મારા શિષ્યોને બંધનમુક્ત કરો અમારા તરફથી આપ કશો ભય રાખશો નહિ' તામ્રચૂડે કહ્યું

તરત માધવે બને શિષ્યોને બંધનમુક્ત કર્યા અને તામ્રચૂડના હાથપગ પણ છોડી નાખ્યા.

તામ્રચૂડે નંદક સામે જોઈને કહ્યું: 'નંદક, તુ નીચે જા અને અખંડ હીરાના કંકણની એક જોડી છે તે લઈ આવ.'

નંદક તરત નીચેના ભોંયરામાં જવા માટે દેવીની પીઠિકા તરફ ગયો. માધવ તેની પાછળ જવા તૈયાર થયો. જયસેને તેને રોકતાં કહ્યું: 'નહિ માધવ, માનવીનો વિશ્વાસ રાખવો જોઈએ'

લગભગ અર્ધઘટિકા પછી નંદક સૂર્યનાં કિરણો જેવું તેજ રેલા- વતા અખંડ હીરામાંથી કોતરેલાં બે કંકણ લઈને આવી પહોંચ્યો.

એ કંકણ જોઈને બધાં સ્તબ્ધ બની ગયાં.

તામ્રચૂડે એ બંને કંકણ યુવરાજના હાથમાં આપતાં કહ્યું : 'મહારાજ, મારી આટલી પ્રસાદી સ્વીકારો...આ અમૂલ્ય અને અપ્રાપ્ય વસ્તુ છે.'

જયસેને દિવ્ય જણાતાં બંને કંકણ સ્વીકાર્યાં. તામ્રચૂડે આશી- ર્વાદ આપ્યા.

અને પાંચેય બાલિકાઓને લઈને બધા ગુફા બહાર નીકળી ગયા.

તામ્રચૂડના બંને શિષ્યો બધાને વિદાય આપવા ગુફા બહાર આવ્યા.

સહુ અશ્વો પર બેસીને વિદાય થયા એટલે બંને શિષ્યો પોતાના ગુરુદેવ પાસ આવ્યા. નંદકે કહ્યું : 'ગુરુદેવ, આ અમૂલ્ય પ્રસાદી...'

તામ્રચૂડ હસી પડ્યો અને હસતાં હસતાં બોલ્યો ; 'વત્સ, એ શાપિત કંકણ છે.. જે પહેરશે તેના પર દુ:ખના પહાડ તૂટી પડશે.'

બીજા શિષ્યે કહ્યું : 'કૃપાવંત, આપે કોઈ મંત્રપ્રયોગ...'

વચ્ચે જ તામ્રચૂડ બોલ્યો : 'સંપત્તિને બચાવવી એ મારું પ્રથમ કર્તવ્ય હતું...'

'પણ આપે તો પ્રતિજ્ઞા...'

'પ્રતિજ્ઞા ! હા...દેવીના સોગંદ લીધા છે એટલે જીવનભર એને વળગી રહેવું પડશે.'

## પ્રકરણ ૧૬ મું
## ચિનગારી

સંતાન જ્યારે સત્કાર્ય કરે છે અથવા તો કોઈ પણ ઉત્તમ કાર્ય કરે છે, ત્યારે માતા-પિતાના પ્રાણમાં હર્ષની એક લહર દોડતી હોય છે.

મેલી મંત્રવિદ્યા પર જીવી રહેલા તામ્રચૂડના પંજામાંથી પાચ નિર્દોષ બાલિકાઓને છોડાવીને યુવરાજ જયસેન જ્યારે દેવશાલ નગરીમાં આવી પહોચ્યો ત્યારે મહારાજા વિજયસેન અને રાણી શ્રીમતીના પ્રાણમાં હર્ષની એક લહરી દોડવા માંડી.

અને આ સમાચાર વાયુવેગે નગરીમાં પ્રસરી જતાં ઘણાં ગૃહસ્થો અને મંત્રીઓ પણ યુવરાજને અભિનંદન આપવા આવી પહોચ્યા.

યુવરાજ જયસેને રાજાને ઉચિત ગણાય એવું એક કાર્ય કર્યું હતું. જનતાના જાનમાલનું રક્ષણ કરવું એ રાજાનું પ્રાથમિક કર્તવ્ય હોય છે અને જે રાજા-શાસક આ કર્તવ્ય પ્રત્યે ધ્યાન નથી આપતો તે હંમેશાં પ્રજા માટે ભારરૂપ હોય છે.

યુવરાજના કાર્ય પર જનતા પ્રશંસાનાં ફૂલો બિછાવવા માંડી અને યુવરાજે બીજે દિવસે અન્ય ચાર બાલિકાઓને પોતપોતાને સ્થાને સુખરૂપ પહોંચાડવાની વ્યવસ્થા કરી. કારણ કે આર્ય પ્રફુલ્લની

બહેન સિવાયની બીજી ચારેય બાલિકાઓ આસપાસના ગ્રામ્ય પ્રદેશમાં આવેલાં જુદાં જુદાં ગામોની હતી

યુવરાજને જ્યારે ખબર પડી કે પોતાની બહેન સગર્ભા થઈ છે અને તેને લાવવા માટે એક પ્રતિનિધિ મંડળ શંખપુર જઈ રહ્યું છે, ત્યારે તેણે પોતાની પ્રિય ભગિનીને કંઈક ભેટ મોકલવાનો વિચાર કર્યો.

યુવરાજના મનમાં થયું કે બહેનને જે કંઈ ભેટ મોકલવી તે ઉત્તમમાં ઉત્તમ હોવી જોઈએ... એવી કઈ વસ્તુ મોકલવી ?

હા...

તામ્રચૂડે જ અપ્રાપ્ય એવાં વજ્રવલય આપ્યાં છે... એક જ વજ્ર પથ્થરમાંથી કોરેલાં છે... આવાં અખંડ વલય જગતમાં કોઈ સ્થળે ભાગ્યે જ મળી શકે આવાં સર્વોત્તમ વજ્રવલય અનાયાસે પ્રાપ્ત થયાં છે અને એ જ મોકલવાં જોઇએ.

જયસેને પોતાનાં માતા-પિતાને વજ્રવલય દેખાડ્યાં હતાં અને માતાએ જ્યારે જયસેન પરણે ત્યારે નવવધૂને આપવા માટે મનમાં કલ્પના પણ ગોઠવી હતી.

અને જ્યારે જયસેને આ વજ્રવલય પોતાની બહેનને ભેટ મોકલવા માટે માતા-પિતા સમક્ષ માગણી કરી ત્યારે માતાએ આછા હાસ્ય સહિત કહ્યું: 'વત્સ, સંસારમાં એવી કોઇ મૂલ્યવાન વસ્તુ નથી કે ભાઇ બહેનને ન આપી શકે... જે આપે તે અલ્પ જ ગણાય. પરંતુ મેં મનમાં એવી ભાવના રાખી હતી કે આ વજ્રવલય તારાં લગ્ન થાય ત્યારે વહુને આપવાં.'

જયસેને તરત હસતાં હસતાં કહ્યું : 'મા, પત્ની કરતાં બહેનનું સ્થાન ઘણું ઊંચું છે. આપ આજ્ઞા આપો તો......'

વચ્ચે જ પિતાએ કહ્યું : 'તારી ભાવનાનો અવરોધ કરવા અમારી જરાયે ઇચ્છા ન હોય. સંસારમાં બહેનો માટે જેમ ભાઈ એક આદર્શ છે, તે જ રીતે ભાઈ માટે બહેન અતિ પ્રિય હોય છે. તારી ભાવનાને તું કોઈ પણ પ્રકારના સંકોચ વગર અમલમાં મૂકજે.'

માતા-પિતાની આ રીતે આજ્ઞા મળતાં જયસેન આનંદમાં આવી ગયો અને જે પ્રતિનિધિ મંડળ જવાનું હતું તેથી સાથે વજ્રવલય પણ મોકલી દીધાં...અને પ્રતિનિધિમંડળમાં જઈ રહેલી મુખ્ય પરિચારિકાને કહ્યું: 'બહેન કલાને તું મારા અંતરનો ભાવ જણાવજે ...કહેજે, ભાઈએ તારા પ્રત્યેના અપાર પ્રેમને વશ બની સર્વોત્તમ ગણાતો આ દિવ્ય અલંકાર ભેટ મોકલ્યો છે. તું એ પણ જણાવજે કે પ્રેમભરી આ ભેટ હંમેશ પોતાના હાથમાં રાખે અને જો તમારી સાથે આવે તો આ વજ્રવલય પહેરીને જ આવે'

જયસેનનો સંદેશો લઈને મંડળી વિદાય થઈ.

ભગિની પ્રત્યેના અપાર પ્રેમને વશ થઈને જયસેને વજ્રવલય મોકલ્યાં હતાં. પરંતુ એને કલ્પનાયે નહોતી કે આ શાપિત કંકણ હતાં તામ્રચૂડે છેલ્લે છેલ્લે પણ પોતાનો દાવ અજમાવી લીધો હતો. તામ્રચૂડની કલ્પના એવી હતી કે આ અલભ્ય અને ઉત્કૃષ્ટ મનાતાં વજ્રવલય કાં તો, જયસેનની માતા ધારણ કરશે અથવા પત્ની ધારણ કરશે... અને ધારણ કર્યા પછી તરત જ શાપિત કંકણનો પ્રભાવ શરૂ થશે.

પરંતુ આ તો સાવ ન કલ્પેલું બની ગયું સંસારમાં ભાગ્યે જ પ્રાપ્ત થઈ શકે એવાં વજ્રકંકણ ભાઈએ પોતાની બહેનને ભેટ તરીકે મોકલી દીધાં.

આ તરફ શંખપુરમાં કલાવતીના દિવસો પરમ આનંદમાં જતા

હતા. જેના પ્રાણુમાં ધર્મનો નાનોશો દીવડો પણ પ્રગટેલો હોય છે... તેને સદાયે પરમાનંદ હોય છે.

અને તેમા શ્રી જિનેશ્વર ભગવંતે પ્રરૂપેલો ધર્મ જેના ચિત્તને સ્પર્શી જાય છે, તેને ગમે તેવું દુઃખ પણ દુઃખરૂપ ભાસતું નથી

મહાદેવી કલાવતીના પ્રાણમાં શ્રી જિનેશ્વર ભગવંતે પ્રરૂપેલા ધર્મના સસ્કારો બાલ્યકાળથી સ્થિર થયેલા હતા.

સ્વામીની અઢળક સંપત્તિ, સ્વામીનો અપૂર્વ પ્રેમ અને સ્વામીની નિષ્ઠા જોઈને પણ કલાવતીનુ ચિત્ત કદી ગર્વિત બનતું નહોતુ તે સમજતી હતી કે સુખ પુણ્યયોગે મળે છે અને પુણ્ય પરવારે એટલે ચાલ્યું જાય છે.

કોઈ પણ પ્રકારના ભૌતિક અથવા શારીરિક સુખમાં અંધ બની જવું એટલે દુઃખને આમંત્રણ આપવા સમાન છે, એ વાત કલાવતી સમજતી હતી.

જેમ જેમ ગર્ભ વૃદ્ધિ પામતો જતો હતો તેમ તેમ કલાવતીની કાયા તેજસ્વી બનતી જતી હતી. એક તો તે ભારતવર્ષની સર્વશ્રેષ્ઠ સુંદરી હતી અને સગર્ભા બનવાના કારણે એની સુંદરતા વધારે દીપી રહી હતી. કારણ કે માતૃત્વ એ સંસારી નારીની કલ્યાણમય સિદ્ધિ છે. માતૃત્વ પાછળ નારીની ત્યાગભાવનાનો એક વિરાટ ઈતિહાસ છૂપાયેલો હોય છે. ભાવના અને ત્યાગના તેજ અપૂર્વ હોય છે. નારી જ્યારે માતૃત્વ પ્રાપ્ત કરવાના માર્ગે કદમ માંડે છે ત્યારે એ તેજ તેની કાયાનો શૃંગાર બની જતુ હોય છે

પત્નીનું મન પ્રસન્ન રાખવા માટે રાજા શંખ પણ અવિરત પ્રયત્ન કરી રહ્યો હતો. અવારનવાર ઉત્તમ સંગીતકારોને બોલાવતો, નૃત્ય સમારંભો યોજતો અને વિવિધ પ્રકારની રમતો પણ રમતો.

અને એક દિવસે શંખપુરીના રાજભવનમાં દેવશાલથી નીકળેલી મંડળી આવી પહોંચી.

પિયરથી તેડવા માટે પ્રતિનિધિમંડળ આવ્યું છે એ સમાચાર મળતાં જ કલાવતીના મનને ભારે પ્રસન્નતા થવા માંડી.

નારી ગમે તેવા સુખ વચ્ચે સ્વામીના ઘેર રહેતી હોય છતાં માબાપના ઘરનુ આકર્ષણ એના મનમાંથી કદી દૂર થતું નથી. જ્યાં બાલ્યકાળ ગયો હોય છે, જ્યાં બાલ્યકાળનાં અને પ્રથમ યૌવનનાં અનેક સંસ્મરણો જીવતા ચિત્ર માફક પડેલાં છે, તે પિયર સ્ત્રીથી કદી ભુલાતું નથી.

અને પિયરના કોઈ પણ માણસો આવે છે ત્યારે સ્ત્રીના અંતરમાં આનંદની એક ભાવના ચમકી ઊઠે છે.

પ્રતિનિધિમંડળ સાથે આવેલા એક વયોવૃદ્ધ મંત્રી મહારાજા શંખને મળ્યા અને કુશળ સમાચાર પૂછ્યા. પછી મહારાજાનો એક પત્ર તેઓના હાથમાં મૂક્યો.

મહારાજા વિજયસેને રાજા શંખ પરના પત્રમાં કલાને આ પ્રતિનિધિમંડળ સાથે દેવશાલ મોકલવાની પ્રાર્થના કરી હતી.

રાજા શંખે પત્રવાચન કર્યો પછી વયોવૃદ્ધ મંત્રીને કહ્યું: 'મંત્રીશ્વર, આપ મારા અતિથિ છો...થોડા દિવસ અહીં આનંદથી રહો...'

એમ જ થયું.

પરંતુ સંધ્યા સમયે મહાદેવી કલાવતીને મળવા અને યુવરાજ જયસેનનો સંદેશો તથા ભેટ આપવા માટે અન્ય પરિચારિકા રાજભવનમાં બે અન્ય પરિચારિકાઓ સાથે ગઈ.

એ વખતે રાજા શંખ પોતાની પત્ની સાથે એક ખંડમાં બેસીને વાતો કરી રહ્યો હતો...વાતનો વિષય હતો, મહારાજ વિજયસેનનું નિમંત્રણ.

પિતાનું નિમંત્રણ જાણીને કલાવતી ખૂબ પ્રસન્ન બની ગઈ અને સ્વામી સામે જોઈને બોલી: 'આ અંગે આપે શું નિર્ણય કર્યો છે?'

'તારી આજ્ઞા એ જ મારો નિર્ણય હોય છે...પરંતુ તને પિયર મોકલવામાં એક મુશ્કેલી ઊભી થશે.'

'કઈ?'

'તારા વગર હું એક પળ પણ સુખમાં રહી શકીશ નહિ... કદાચ તું ત્યાંથી પ્રસુતિ બાદ પાછી આવીશ ત્યારે મારી કાયા પણ જર્જરિત બની ગઈ હશે.'

'સ્વામી...!'

'હું સત્ય કહું છું, પ્રિયા...તારો વિરહ મને અગ્નિ માફક બાળ્યા કરશે અને મારી તમામ શક્તિનું શોષણ કર્યા કરશે. હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે તારા વગર મારાથી એક પળ પણ રહી શકાશે કે કેમ એ મારા માટે વિચિત્ર સવાલ છે.'

'તો પછી મારે જવાની કોઈ જરૂર નથી. આપના ચિત્તને દુઃખ થાય એ મારાથી કેમ સહી શકાય?'

આ વાત ચાલતી હતી, ત્યાં એક દાસીએ આવીને કહ્યું: 'મહાદેવીના પિયરથી આવેલી બહેનો મહાદેવીને મળવા ઇચ્છે છે'

'એમને આદર સહિત અહીં મોકલ..' રાજા શંખે કહ્યું.

દાસી મસ્તક નમાવીને ચાલી ગઈ.

કલાવતીએ સ્વામી સામે જોઈને કહ્યું: 'આપ અહીં હશો તો એ લોકો સંકોચ પામશે એમ મને લાગે છે...'

શંખે પત્ની સામે આછું હાસ્ય વેરતા કહ્યું: 'હું બાજુના જ ખંડમાં છું...તું મુક્ત મનથી સત્કાર કરજે.'

રાજા શંખ તરત બાજુના ખંડમાં ચાલ્યો ગયો. અને દેવશાલની મુખ્ય પરિચારિકા સુદત્તા બે અન્ય સ્ત્રીઓ સાથે આવી પહોંચી.

સુદત્તાએ ખંડમાં દાખલ થતાં જ કલાવતીને નમસ્કાર કર્યો. કલાવતી સુદત્તાને હર્ષભર્યા ભાવે ભેટી પડી.

પરસ્પર કુશળ સમાચાર પૂછ્યા પછી મહાદેવી કલાવતીએ કહ્યું: "સુદત્તા, મા તો મજાનાં છે ને?"

'હા .. સહુ આપની પ્રતીક્ષા કરી રહ્યાં છે.'

'મારાથી ત્યાં આવી શકાય તેવા સંજોગો નથી.'

'માએ અને મહારાજાએ ખૂબ આગ્રહ કર્યો છે...'

'હું જાણું છું ... પરંતુ આવો લાંબો પ્રવાસ આ સ્થિતિમાં કરવો ઉચિત નથી એમ મહારાજ માને છે.'

સુદત્તાએ વસ્ત્રમાં બાંધેલી પેટિકા છોડવા માંડી.

રાજા શંખ બાજુના ખંડમાં પોતાની તલવાર કમર પર બાંધી બહાર નીકળવાની તૈયારી કરતો હતો ત્યાં તેના કાન પર પત્નીનો અવાજ અથડાયો,

'સુદત્તા, આ પેટિકામાં શું છે?'

'આપના પ્રત્યેના પ્રગાઢ પ્રેમની સ્મૃતિ.' કહી સુદત્તાએ હીરક-વલય બહાર કાઢ્યાં.

જાણે આખો ખંડ વજ્રકંકણના દિવ્ય પ્રકાશથી ઝગમગી ઊઠયો.

પરંતુ રાજા શંખના પ્રાણમાં સુદત્તાના શબ્દોએ અવળી અસર કરી તે અાંસળી ગયો હતો કે કોઈના પ્રગાઢ પ્રેમની નિશાની લઈને આ પરિચારિકા આવી છે. તે હવે દ્વાર પાસે ઊભો રહીને ધ્યાનપૂર્વક વાતો સાંભળવા માંડયો.

સુદત્તાના હાથમાં ચમકતાં વજ્રવલય જોઈને કલાવતીનું મન ખૂબ જ પ્રસન્ન બની ગયું. કલાવતીએ કહ્યું: 'વાહ, અમૂલ્ય વસ્તુ છે... પ્રગાઢ પ્રેમ વગર આવી દિવ્ય ભેટ ક્યાંથી મોકલી શકાય ? સુદત્તા, એમને કહેજે કે કલાએ ઘણા જ ભાવથી અને પ્રસન્ન હૃદય સાથે આ પ્રેમપ્રસાદી સ્વીકારી છે એમના પ્રેમને હું એક પળ માટે પણ વીસરી શકતી નથી, હુ એમને અહોનિશ યાદ કરું છું.'

આ શબ્દો સાંભળીને રાજા શંખ પોતાનું ભાન ભૂલી ગયો... બંને હાથ વચ્ચે મસ્તક દબાવી તે ખંડના બારણા પાસેથી ચાલ્યો ગયો વધુ સાંભળવા જેટલી ધીરજ પણ ન રહી

કલાવતીએ ભાઈની ભેટરૂપે આવેલાં વજ્રવલય હાથમાં ધારણ કરી લીધાં અને કહ્યું: 'સુદત્તા, સંસારમાં ભાઈ-બહેનનો પ્રેમ અપૂર્વ હોય છે...એ પ્રેમમા ત્યાગનો જ આદર્શ હોય છે.. ભાઈને મારા નમસ્કાર જણાવજે.'

. પણ આ શબ્દો સાંભળવા માટે રાજા શંખ થોભી શક્યો નહોતો. એના પ્રાણમાં તો પત્ની બેવફા હોવાની ચિનગારી મુકાઈ ચૂકી હતી.

# પ્રકરણ ૧૭ મું

## વહેમનો અંગારો

માનવીના અંતરમાં છૂપાયેલું વહેમરૂપી વિષ જ્યારે જ્વાળા બને છે, ત્યારે માનવીના અંતરની તમામ શુભ ભાવનાઓને ભસ્મ કરવા માંડે છે.

માનવી નાનો હોય કે મોટો હોય, પણ વહેમની જ્વાળામાં ભરખાય છે ત્યારે એના જીવનની સમગ્ર શાંતિ નષ્ટ થવા માંડે છે.

રાજા શંખે દેવશાલ નગરીથી આવેલી સુદત્તા અને પોતાની પ્રિય રાણી વચ્ચે થયેલી વાત આકસ્મિક રીતે સાંભળી લીધી હતી અને એ વાત પાછળ રહેલા બંધુપ્રેમની ભાવના જાણ્યા જોયા વગર અથવા તો પત્નીના આજ સુધીના નિર્દોષ અને પ્રેમાળ વર્તનની સમીક્ષા કર્યા વગર અથવા તો સાંભળેલી વાત પાછળ રહેલા સત્યની પરીક્ષા કર્યા વગર તેણે એમ જ માની લીધું હતું કે પિયરમાં કોઈ કુમાર સાથે તે પ્રેમમાં પડી છે અને આજ પણ પૂર્વનો પ્રેમ ભૂલી નથી. અહીં પૂર્ણ સુખ મળવા છતાં એનું હૃદય તો પોતાના પ્રેમીને મળવા જ ઝંખી રહ્યું છે. ખરેખર, સંસારમાં નારી જ સૌથી વધારે ગહન, ભેદભરપૂર અને વિશ્વાસઘાતિની છે! એના પ્રેમીની ભેટ જોતાં જ એના હૈયામાં કેટલી ઊર્મિઓ થનગનવા માંડી હતી!

રાજા શંખના હૃદયમાં વહેમનું વિષ ઊભરાયું. તે રાજભવનમાંથી બહાર નીકળીને સીધો પોતાની અશ્વશાળાએ ગયો.

-

મનમાં જ્યારે ક્રુતર્કોનો વાસો થાય છે ત્યારે શું કરવું અને શું ન કરવું, એ બધું ભુલાઈ જાય છે.

પોતાનો પ્રિય અશ્વ લઈને તે બહાર નીકળી ગયો. સાથે કોઈ માણસોને પણ ન લીધા. પ્રથમ એના મનમાં થયું કે શ્રીદત્તને મળવા તે બહારગામ ગયો છે ત્યાં જાઉં; પણ તરત વિચાર ચંચળ બની ગયો– કલાવતી જેવી વિશ્વાસઘાતિનીની શોધ કરનાર એ જ છે. એની પાસે જવાથી હ્રદયને શાંતિ નહિ મળે!

આમ વિચારી તે નગરીની બહાર નીકળી ગયો.

માનવી જ્યારે હ્રદયને શાંત કરવા ભટકે છે, ત્યારે એમ જ થાય છે કે તે શાંતિને બદલે અશાંતિ જ ઝીલતો હોય છે. કારણ કે શાંતિ બહારની કોઈ ચીજ નથી, બહારથી મળી શકતી નથી. એ તો હ્રદય–મનમાં જ ભરેલી હોય છે! પરંતુ વહેમ અથવા અજ્ઞાનની આંધી ચગે છે ત્યારે માનવી પોતાની શાંતિ પોતાનામાંથી મેળવવાનો પુરુષાર્થ કરી શકતો જ નથી. એ બહાર ઘૂમ્યા કરે છે અને શાંતિના બહાને અશાંતિના ઉચાળા બાંધ્યા કરે છે.

એકાદ પ્રહર પર્યંત આથડીને રાજા શંખ પાછો વળ્યો. તેણે મનથી નક્કી કર્યું કે આવી દુષ્ટ અને પરપુરુષમાં આસક્ત રહેલી પત્નીનું મોઢું જોવું તે જીવનને અંગારા ચાંપવા બરાબર છે. તેમ, પત્નીની દુષ્ટતાનો બદલો ન આપવો તે પણ મોટામાં મોટો અન્યાય છે.

હા, આઠેક દિવસના પ્રવાસે ચાલ્યા જવું. પત્નીને કોઈ જાતની શંકા ન આવે તેવો વર્તાવ રાખવો અને દેવશાલનું પ્રતિનિધિમંડળ વિદાય થયા પછી...

ના...ના... કલાવતીને પિયર ન જ મોકલવી... મારે પણ ક્યાંય જવું નહિ... ઠંડા કલેજે રાજભવનમાં જ રહેવું અને દુષ્ટાના હૃદયનો અભ્યાસ કરવો.

આવા અનેક વિચારો કરતો કરતો રાજા શંખ રાજભવનમાં આવી પહોંચ્યો.

આ તરફ, રાજદુલારી હાથમાં વજ્રવલય ધારણ કરીને હર્ષભર્યા હૃદયે સ્વામીને બતાવવા ગઇ હતી. પણ સ્વામી તો ચાલ્યા ગયા હતા એના મનમાં થયું કે કંઈ કામકાજના અંગે બહાર ગયા હશે. એના દિલમાં એવી તો શંકા પણ નહોતી કે સ્વામીના પ્રાણને વહેમરૂપી અગ્નિકણ દઝાડી જશે!

રાજા શંખ ભવનમાં દાખલ થયો કે તરત એક પરિચારિકાએ આવી નમસ્કાર કરતાં કહ્યું. 'મહાદેવી, આપને ક્યારનાં યાદ કરે છે...'

'મહાદેવીએ ભોજન કરી લીધું?'

'ના, મહારાજ! આપની રાહ જોઈ રહ્યાં છે.' દાસીએ જણાવ્યું.

કેટલો દંભ! હાથમાં પ્રિયતમનાં કંકણ પડ્યાં હોય પછી ભૂખ શેની લાગે? રાજા શંખે કહ્યું: 'તું મહાદેવીને કહે, હું ભોજનગૃહમાં આવું છું.'

રાજા શંખે પોતાના ખંડમા પ્રવેશ કર્યો.

ત્યાર પછી વસ્ત્રો બદલાવી હાથ મોં ધોઈને રાજા શંખ ભોજનગૃહમાં ગયો.

કલાવતી રાહ જોતી ઊભી હતી. સ્વામીને જોતાં જ તે હર્ષભર્યા સ્વરે બોલી ઊઠી. 'આપના અદર્શનથી હું વ્યાકુળ બની ગઈ હતી... આપ ક્યાં ગયા હતા?'

કૃત્રિમ હાસ્ય સહિત રાજા શંખે કહ્યું: 'પ્રિયે! મને ક્ષમા કરજે. તારાં પિયરિયાં સાથે તું નિશ્ચિંત મનથી વાતો કરી શકે, એ એક જ આશયથી હું બહાર ગયો હતો. બહાર નીકળ્યા પછી મને થયું, ઘણા દિવસથી બંદર પર ગયો નથી, એટલે લટાર મારી આવું.'

'આપ બંદર પર ગયા હતા?'

'હા...' કહી રાજા શંખ ભોજન માટે સુવર્ણના એક આસન પર બેઠો... એની નજર વારંવાર કલાવતીના હાથમાં ચળકતાં વજ્રવલય પર પડતી હતી... પરંતુ સ્વામીને જોઈને કલા વજ્રવલયની વાત સાવ વીસરી ગઈ હતી.

કલાવતી પ્રેમ અને ઉમળકાથી સ્વામીને ભોજન પીરસવા માંડી. રાજા શંખે કહ્યું: 'પ્રિયે, તું પણ જમવા બેસી જા.'

'આપ જમી લો પછી...'

કૃત્રિમ હાસ્યભરી નજર કરીને રાજા શંખે કહ્યું: 'કલા, આજ તું ખૂબ જ સુંદર લાગે છે!'

જગત પ્રશંસા કરે કે ન કરે પરંતુ સ્વામી પ્રશંસા કરે એટલે સ્ત્રીની પ્રસન્નતા છલકી ઊઠે છે. કલાવતીને હાથમાં પહેરેલાં હીરકવલય યાદ આવ્યાં. તે બોલી ઊઠી: 'સ્વામી, હું તો એક વાત સાવ વીસરી ગઈ. આપને જોઉં છું અને જાણે બધું ભૂલી જાઉં છું.'

શંખના મનમાં થયું... દંભની પૂતળી! પણ મનનો ભાવ અવ્યક્ત રાખીને તે બોલ્યો: 'શું ભૂલી ગઈ હતી?'

'આપ જુઓ... સંસારમાં અદ્વિતીય એવી સુંદર અને મૂલ્યવાન વસ્તુ મળી છે.' કહી કલાએ બંને હાથનાં વજ્રવલય દેખાડ્યાં.

જોઈને શંખના હૈયામાં આગ સળગી, પણ તેણે પ્રસન્ન હાસ્યના દંભ સાથે કહ્યું: 'ઓહો! ઘણી ઉત્તમ વસ્તુ છે... આ અલંકારથી જ તારું રૂપ ખીલી ઊઠ્યું છે... તારા પિતાની ભેટ મળી લાગે છે...!'

'હા... મારા ભાઈએ મોકલી છે આપને પસંદ છે?'

'તારી પ્રસન્નતામાં જ મારી પ્રસન્નતા રહેલી છે.' શંખના મનમાં થયું...આ નારી કેટલી પાપિણી છે! પ્રિયતમને ભાઈ કહેતા પણ કંપતી નથી... આહ, સંસારમાં આવી રૂપવતી નારીઓ જ હળાહળ વિષથી ભરેલી હોય છે!

ભોજન ભાવતું નહોતું છતાં રાણીને કોઈ પ્રકારનો સંશય ન જાય એટલા ખાતર રાજા શંખે પરાણે ભોજન કર્યું.

ભોજન કરીને ઊંડની વખતે તેણે કહ્યું: 'હવે તું પ્રેમથી ભોજન કરી લે... હું દેવશાલના પ્રતિનિધિમંડળને મળવા જાઉં છું... તારી ઈચ્છા દેવશાલ જવાની હોય તો...'

વચ્ચે જ કલાવતીએ હર્ષભર્યા સ્વાભાવિક સ્વરે કહ્યું: 'પિતાને ઘેર જવાની ઈચ્છા કઈ પુત્રીને ન હોય? પરંતુ આપ...'

'મારી સ્થિતિ તો તું જાણે છે. તારા વગર હું એક પળ પણ રહી શકું એમ નથી...'

'તો હું ક્યાંય જવા નથી ઈચ્છતી.'

'સારું...તું ભોજન કરી લે' કહી રાજા શંખ ચાલ્યો ગયો.

શંખના મનમાં થયું હતું કે જો રાજભવનમાં રાણી સાથે રહીશ તો વધુ સમય આ અભિનય કરી શકીશ નહિ અને કદાચ ક્રોધવશ કંઈ ને કંઈ થઈ જશે. એટલે એવો કોઈ મધ્યમ માર્ગ કાઢવો જોઈએ કે પત્નીને કશી શંકા ન આવે ને પત્ની પાસે રહી પણ ન શકાય.

આવો મધ્યમ માર્ગ કયો શોધવો!

માનવી જ્યારે મન સાથે મડમથણ કરતો રહે છે ત્યારે તે પોતાને ગમે તેવો માર્ગ ગમે તે રીતે શોધી કાઢે છે.

રાજા શંખે એવો જ એક માર્ગ મનથી નક્કી કર્યો અને તે સીધો દેવશાલના પ્રતિનિધિમંડળમાં આવેલા વૃદ્ધ મંત્રીને મળવા ગયો.

મંત્રી આમળ જઈને તેણે કહ્યું : 'અમારી કુળપરંપરાની રીત મુજબ મહાદેવીની પ્રથમ પ્રસૂતિ અહીં જ થવી જોઈએ, એટલે મારા પૂજ્યશ્રીની આજ્ઞા હું મસ્તકે ચડાવી શકતો નથી'

કુળપરંપરાની રીત આમળ કોઈ દલીલ થઈ શકે તેમ નહોતી. મંત્રીએ આ વાત સ્વીકારી અને બે ચાર દિવસમાં વિદાય લેવાની ઈચ્છા વ્યક્ત કરી.

રાજા શંખ મંડળીને રોકવા ઈચ્છતો જ નહોતો, છતાં તેણે વિવેક કરવામાં કોઈ કચાશ ન રાખી.

અને તે ચાર દિવસ મંડળી સાથે એટલો બધો આનંદમગ્ન બનીને રહ્યો કે મહાદેવી કલાવતીને પણ એમ જ થયું કે પોતાના સ્વામી ખૂબ જ મમતાળુ અને લાગણીવાળા છે.

ચાર દિવસ રાજા શંખે કલાવતીને પણ પોતાના મનનો જરાયે આભાસ ન દેખાવા દીધો. જાણે પોતે ખૂબ જ પ્રસન્ન બન્યો હોય, ધન્ય-બન્યો હોય તે રીતે જ દેખાવા લાગ્યો

પાંચમે દિવસે દેવશાલથી આવેલી મંડળી વિદાય થઈ મંડળીને વિદાય આપવા રાજા શંખ પોતાની પત્નીને લઈને છેક બે કોસ દૂર સુધી ગયો.

શ્રંદત્ત વેપાર અર્થે બહારગામ હતો એટલે તે આ અંગે કશું જાણી શકયો નહોતો. જો તે હોત તો તેના નિયમ પ્રમાણે રોજ રાજા શંખને મળવા આવતો હોત. એટલું જ નહિ, દેવશાલના પ્રતિનિધિ-મંડળની સાથે રહ્યો પણ હોત

મંડળને વિદાય કર્યો પછી તે જ સાંજે પોતાની યોજના મુજબ રાજા શંખ કેટલાક સૈનિકો, સેવકો અને ખાસ માણસો સાથે વન-વિહાર માટે નીકળી ગયો.

સ્વામી થોડા દિવસ માટે વનવિહાર કરવા જાય એમાં કલાવતીએ કશો વાંધો ન લીધો.

અને રાજા શંખે પણ કહ્યું : ' જો પ્રિયે, મને વનમાં એકલા નહિ ગમે તો હું તને મારો રથ મોકલીને બોલાવી લઇશ ...તારે આવવું જ પડશે.'

સ્વામીનો કેટલો પ્રેમ !

કલાએ કહ્યું : ' આપની આજ્ઞા હોય તો હું અત્યારે જ સાથે આવવા ઇચ્છું છું.'

' હું પણ તને એક પળ વિખૂટી રાખવા ઇચ્છતો નથી, પરંતુ યોગ્ય સ્થળે નિરાંતિ રહી શકાય એવો પડાવ નક્કી ન થાય ત્યાં સુધી તને આ સ્થિતિમાં ફેરવવી એ મને જરા ખટકે છે એટલે કોઈ પણ સ્થળે સ્થિર થયા પછી જ હું તને બોલાવીશ.'

વચ્ચે જ કલાવતી બોલી : ' બરાબર છે. આપ જ્યારે આજ્ઞા કરશો ત્યારે હું આપની સેવામાં આવી પહોંચીશ '

અને રાજા શંખ રસાલા સાથે વિદાય થયો.

કલાવતી સમજતી હતી કે મહાન પુણ્યના પ્રભાવે હું આવો પ્રેમાળ અને પવિત્ર સ્વામી મેળવી શકી છું. તે બિચારી ભાવિના ગર્ભમાં શું છે, સ્વામીના મીઠા શબ્દો પડદા પાછળ કયું વિષ છુપાયું છે અને સ્વામીના હાસ્યમાં અંગારા કેટલા ધગધગી રહ્યા છે એ બધું ક્યાંથી સમજી શકે !

## પ્રકરણ ૧૮ મું

## રાત આવી પડી?

માનવીની આશા, ભાવના અને ઊર્મિ અનેક રંગો વડે રમાતી જ હોય છે અને જેવા જેવા રંગ પ્રગટે છે તેવાં તેવાં રંગીન ચિત્રો માનસપટમાં રમતાં થાય છે.

સ્વામી વનવિહાર માટે સ્થળ નક્કી કરવા ગયા છે અને સ્થળ નક્કી કર્યા પછી તરત જ બોલાવી લેશે, આવી આશામાં રમતી રાજદુલારીને એક એક પળ યુગ યુગ સમી જણાવા માંડી.

તેના પ્રાણમાં તો થતું હતું કે સ્વામીના હૃદયમાં પોતે જ અજોડ સ્થાન મેળવી શકી છે અને સ્વામીનો પવિત્ર પ્રેમ પ્રાપ્ત કરી શકી છે... એ પ્રેમને વશ બનીને જ સ્વામી મારા આ સગર્ભાવસ્થાના દિવસો આનંદમાં જાય એટલા ખાતર વનવિહારનું આયોજન કરવા માટે ગયા છે

કલાવતીના પ્રાણમાં કેટલો વિશ્વાસ, કેટલી શ્રદ્ધા અને કેટલો પ્રેમ છલકતો હતો?

એ તો વાટ જ જોતી હતી. હમણાં રથ તેડવા આવશે... સવારે આવશે...સાંજે આવશે...

પણ રથ આવ્યો જ નહિ.

બે ચાર દિવસે માત્ર સમાચાર આવતા કે મહારાજને હજી સુધી

યોગ્ય સ્થળ મળ્યું નથી. તેઓ અતિ સુંદર અને રમણીય સ્થળ શોધી રહ્યા છે !

અને કલાવતીના ચિત્તમાં આશાનો રંગ ચમકી ઊઠતો...નવી ચમક સાથે–નવાં ગીત સાથે.

આશાનાં ગીત મનની અને સંસારની મોટામાં મોટી પળો– જણુ છે. આશાનાં ગીત જ્યાં સુધી ગવાતાં હોય છે ત્યાં સુધી માનવી બીજા પ્રશ્નો વિચારી શકતો નથી અને આશાનાં ગીતમાં જ ગૂંથળાયેલો રહે છે.

કલાવતી આશાના દોર પર રમતી હતી...આ રમતમાં ને રમતમાં દોઢ મહિનો ચાલ્યો ગયો.

પણ એને કલ્પના ય નહોતી કે વહેમના વિષથી માનવતા ગુમાવી બેઠેલો સ્વામી કેવી કેવી યોજનાઓ વિચારી રહેલ છે...?

આ તરફ વિષદગ્ધ બનેલો રાજા શંખ પોતાના રસાલા સાથે વિધવિધ વનપ્રદેશ અને ગ્રામ પ્રદેશમાં ઘૂમી રહ્યો હતો. રાજા શંખનો આ રઝળપાટ મનની શાંતિ માટેનો હતો, મનને અન્યત્ર વાળવાનો હતો...પરંતુ મન એવી વિચિત્ર વસ્તુ છે કે મનને ગમતી વસ્તુ ભૂલવાનો પ્રયત્ન કરીએ તેટલું મન વધુ ને વધુ તે વસ્તુને વળગતું રહે.

રાજા શંખે મનમાં એક યોજના ઘડી રાખી હતી...પણ તે યોજના અમલમાં કેવી રીતે મૂકવી તે પ્રશ્ન તેને ખૂબ જ મૂંઝવી રહ્યો હતો.

આ યોજનામાં સલાહ લઈ શકાય એવો શ્રીદત્ત પણ હાજર નહોતો. એટલે મનની વરાળ ઠાલવવાનું ઠેકાણું રહ્યું નહોતું.

માનવીના મનની વરાળ ઠાલવવાનાં સ્થળો જ્યારે બંધ થાય છે.

અથવા દૂર ઠેલાય છે ત્યારે માનવીનો નિર્ણય ઘણી વાર માનવતા વિહોણો બની જાય છે.

બીજા પંદર દિવસ ચાલ્યા ગયા.

સાતમો મહિનો પૂરો થઈ ગયો. કલાવતી દોહદવિની બની ગઈ. હવે તો પ્રવાસે જવું એ પણ વિચારણીય બની ગયું.

અને એક દિવસ સંધ્યા પછી મહારાજનો સંદેશો અને મુદ્રિકા લઈને એક માણસ રથ સાથે આવી પહોંચ્યો.

રાજા શંખે સંદેશો પાઠવ્યો હતો કે: 'તારું ચિત્ત પ્રસન્ન રહે એવું સ્થળ મળી ગયું છે...ઘણા સમયના અથાગ શ્રમ પછી પ્રકૃતિના પારણા જેવું મનોહર અને નયનમધુર સ્થળ મળી ગયું છે. તને લેવા માટે મારો વિશ્વાસુ દાસ આવ્યો છે તેની સાથે જ આવજે. કોઈ દાસીને સાથે લાવવાની જરૂર નથી. કારણ કે અહીં તારા સ્વાગત માટે બધી વ્યવસ્થા કરી છે. સ્થળ એવું સુંદર છે કે તું ને હું જીવનની કવિતા ગૂંથીને આનંદપૂર્વક રહી શકીશું, માટે વિલંબ વગર તરત નીકળી જજે. વિશ્વાસ માટે મારી મુદ્રિકા આપી છે.'

સ્વામીનો સંદેશ જોઈને કલાવતી પ્રસન્ન થઈ ગઈ. સતી સ્ત્રીઓ સ્વામીના સંદેશથી કદી અપ્રસન્ન બનતી નથી. કલાવતી સમજતી હતી કે અત્યારે આઠમા માસે પ્રવાસ કરવો તે ઉચિત નથી. છતાં સ્વામીની આજ્ઞા, સ્વામીનો હર્ષ અને સ્વામીએ પાઠવેલો સંદેશ એને માટે મહાન બની ગયો.

તેના મનમાં એમ હતું કે એક પરિચારિકાને સાથે લઈ લેવી, પણ સ્વામી ઈચ્છતા નથી માટે એમ ન કરવું જોઈએ.

કલાવતીએ રાતોરાત પ્રવાસની તૈયારી કરી લીધી. વસ્ત્રોની એક પેટિકા લીધી. હીરકવલય તો તેણે પહેરેલાં જ હતાં. બીજા પણ

કેટલાક અલંકારો લઈ લીધા અને બળતે જ દિવસે તે સ્વામીએ મોકલેલા વિશ્વાસુ દૂત સાથે રથમાં બેસીને વનવિહાર માટે નીકળી પડી.

રથની રક્ષા માટે બે સશસ્ત્ર સૈનિકો પણ સાથે આવેલા હતા.

આર્ય સન્નારી સ્વામીના આનંદ ખાતર અને સ્વામીની પ્રસન્નતા ખાતર પોતાના અનેક સુખો કે દુ:ખોની કલ્પના પણ કરવા તૈયાર રહેતી નથી નારીનો આ સર્વશ્રેષ્ઠ અર્પણ ભાવ છે. નારી પુરુષની ગુલામ છે અથવા પુરુષનાં ચરણની દાસી છે એમ નથી, પરંતુ નારીએ પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું હોવાથી તે પોતાને સ્વામીનું જ એક અંગ માની રહેતી હોય છે.

કલાવતીના પ્રાણમાં કોઈ પણ પળે સ્વામી સિવાય અન્ય કોઈ પુરુષની કલ્પના સરખીયે આવી નહોતી. તેણે પોતાના સુખ દુ:ખની સમગ્ર ભાવના સ્વામીમાં જ સ્થિર કરી હતી. તે સમજતી હતી કે સંસાર કોઈ કાળે હિતાવહ નથી...કેવળ અગ્નિના કુંડ સમો છે... જો આ અગ્નિકુંડ વચ્ચે રહીને દાઝવું ન હોય તો સ્ત્રીએ પોતાની ત્યાગ ભાવનામાં જરાયે આંચ ન આવવા દેવી જોઈએ. જેને પોતે અર્પણ થઈ ચૂકી છે... મનથી, વચનથી અને કર્મથી, જેને પોતાના પ્રાણસ્વરૂપ માનેલ છે તેની જ પ્રસન્નતામાં પ્રસન્ન રહેવાનું તપ હર્ષપૂર્વક આદરવું જોઈએ.

આ તપ એ નારીના મનની સંકુચિત સ્થિતિ નથી...પણ એના મહાપ્રાણની જીવંત પ્રતીતિ છે.

એથી કલાવતી રથમાં બેસીને વહેલી સવારે વિદાય થઈ ગઈ.

સાથે કોઈ દાસી ન હતી. હા. અંતરમાં સ્વામીનાં દર્શનની એક માત્ર આશા હતી...તમન્ના હતી... ભાવના હતી.

દિવસનો બીજો પ્રહર પૂરો થવા આવ્યો ત્યારે આશાનાં સ્વપ્ન

જુંથી રહેલી કલાવતીએ સારથિને પ્રશ્ન કર્યો : 'સારથિ, હજી કેટલે દૂર છે?'

'મહાદેવી, હજી દૂર છે... સંધ્યા પહેલાં આપણે પહોંચી જઈશું. અહીં એક જળાશય આવે છે ત્યાં થોડી વાર વિરામ કરી લો.'

'નહિ સારથિ, મહારાજ મારા આગમનની પ્રતીક્ષા કરતા હશે ...વિરામની કોઈ જરૂર નથી.' કલાવતીએ કહ્યું.

'મહાદેવી, અશ્વોને થોડો આરામ જરૂરી છે... આપ પણ થોડું પાથેય જમી લો...' સારથિએ કહ્યું.

કલાવતીને થયું કે સંધ્યાસુધી અશ્વો કેવી રીતે દોડી શકે અને માણસ ભૂખ્યા કેમ રહી શકે? તે બોલી. 'સારું...ઉત્તમ રથજો રથ ઊભો રાખજો.'

એમ જ થયું.

એક સુંદર જળાશય પાસે વૃક્ષની ઘટા વચ્ચે રથ ઊભો રહ્યો.

પાથેયના બે દાબડા રથમાં મૂક્યા હતા. કલાવતીએ થોડું ભોજન કર્યું... બે સૈનિકો અને સારથિએ પણ ભાતું વાપર્યું. અશ્વોને પણ આસપાસના હરિયાળા પ્રદેશમાંથી ઘાસ લાવીને નીર્યું.

ત્રણેક ઘટિકા પછી પ્રવાસ પુનઃ શરૂ થયો... કલાવતી જોઈ રહી કે રથ કોઈ અજાણ્યા વનમાં જઈ રહ્યો છે... શું આ સુંદર જણાતા વનમાં સ્વામીએ પડાવ નાખ્યો હશે? તેણે સારથિને પ્રશ્ન કર્યો: 'મહારાજ, આ વનમાં બિરાજે છે?'

'ના, મહાદેવીજી...

'તો ..'

'હજી દૂરના વનમાં છે.'

'સંધ્યા પહેલાં આપણે પહોંચી જઈશું ને?'

'હા, મહાદેવી.'

રથ તીવ્ર ગતિએ જઈ રહ્યો હતો. અશ્વો વનમાર્ગના અનુભવી અને તેજસ્વી હતા. રથ પણ ઉત્તમ હતો. છતાં કોઈ કોઈ વાર કલાવતીને આંચકા લાગતા હતા. પરંતુ સ્વામીના દર્શનની તીવ્ર આશામાં તે ધડકાએથી થતું દુ:ખ સાવ વીસરી જતી હતી.

આશાભર્યાં નયને રાજદુલારી પશ્ચિમ ગગન તરફ અવારનવાર જોતી હતી.

વન ઘણું ભયંકર અને ગાઢ જણાતું હતું.

સૂર્ય અસ્તાચલ તરફ જઈ રહ્યો હતો. ગાઢ વનને કારણે ધીરે ધીરે અંધકાર છવાતો જતો હતો.

સ્વામીનો પડાવ ક્યારે આવશે ?

પ્રિયાને નીરખવા માટે આતુર બનેલ નયનોની ચમક ક્યારે નિહાળી શકાશે ?

અધીર બનેલી કલાવતીએ સારથિ સામે જોઈને કહ્યું: 'પડાવ કેટલે દૂર છે?'

'હમણાં જ આવશે...હવે બહુ દૂર નથી.'

કલાવતીએ ચારે તરફ નજર કરી ક્યાંય પડાવ દેખાતો નહોતો ...ગાઢ વન...! વિવિધ પ્રકારનાં વિરાટ વૃક્ષો...! પંખીઓનું સામ્રાજ્ય!

અને અર્ધઘટિકાની તીવ્ર અધીરાઈ વચ્ચે રથ એક નદીકિનારે ઊભો રહી ગયો.

સારથિએ કહ્યું: 'મહાદેવી, પડાવ આવી ગયો છે...'

હર્ષભર્યાં નયને ચારે તરફ જોતાં કલાવતી બોલી: 'ક્યાં છે? મહારાજ કે એમનો રસાલો કશું દેખાતું નથી ..'

સારથિએ વિનયભર્યા સ્વરે કહ્યું : 'મહાદેવી, પડાવ મહારાજનો નહિ, પણ આપનો આવી ગયો છે.'

આ શબ્દો સાંભળીને કલાવતી એકદમ ચમકી ઊઠી, બોલીઃ 'સારથિ, તારા કથનનો અર્થ મારાથી સમજાયો નહિ.'

'મહાદેવી, સૌથી પ્રથમ હું આપની ક્ષમા માગી લઉં છું. મહારાજની આજ્ઞાનું પાલન કરવું એ મારો ધર્મ છે...એટલે આપને આવા નિર્જન અને ભયંકર સ્થળે લાવ્યો છું. મહારાજે મને આજ્ઞા કરી છે કે મહાદેવીને નિર્જન અને ગાઢ વનમા દૂર દૂર ઉતારવાં અને કહેવું કે ..'

કલાવતીના પ્રાણમાં ભારે ઉથલપાથલ મચવા માંડી હતી. તે ધ્રૂજતા સ્વરે બોલી : 'કહે...'

'મહાદેવી, કહેતાં મારું હૃદય કંપી ઊઠે છે...પણ કહ્યા વગર ચાલે તેમ નથી'

'નિઃસંકોચ કહે, મારા સ્વામીનો જે કંઈ સંદેશો હશે તે હું હસતા હૈયે મસ્તકે ચડાવીશ.'

'મહાદેવી, મહારાજે મને આજ્ઞા કરી છે કે આપના બંને હાથનાં કાંડા, હીરકવલય સહિત કાપીને મારે મહારાજને આપવાં અને આપને ગાઢ વનમાં છોડીને ચાલ્યા આવવું.' સારથિએ કહ્યું.

કલાવતી વિચારમાં પડી ગઈ. પોતાનો એવો કયો અપરાધ હશે કે મહારાજે આવી આજ્ઞા કરી છે!

તે સ્વસ્થ મનથી બોલી : 'મારો કંઈ અપરાધ જણાવ્યો છે?'

'ના...પરંતુ...'

આપને આપવાનો એક પત્ર આપેલો છે.'

'તો મને તે પત્ર સત્વર આપ...અંધકાર ગાઢ બને તે પહેલાં વાંચી જોઉં.'

સારથિએ કમરબંધમાં રાખેલો એક પત્ર કાઢીને મહાદેવીના હાથમાં ધ્રૂજતા હાથે મૂક્યો.

કલાવતી ખૂબ જ સ્વસ્થ અને નિર્ભય જણાતી હતી. તેણે તરત સ્વામીનો પત્ર ખોલ્યો...

સંધ્યાના અંતમાં અજવાળાં પણ વિદાયની તૈયારીમાં પડયાં હતાં.

શંખે કલાવતીને પત્રમાં લખ્યું હતું:

'કલાવતી! નારી એ પાપ, પ્રપંચ અને છલનાની જ પ્રતિમા છે એવું મેં સ્વપ્નેય માન્યું નહોતું...પરંતુ તારા રૂપ પાછળ એક કુલટા નારીનું હૃદય ધબકતું હશે એનો પરિચય મને ઘણો મોડો થયો. તારા દુરાચારનું ફળ તને મળવું જોઈએ...એ જ. લિ૦ નારીના વિશ્વાસથી છેતરાયેલો રાજા શંખ'

કલાવતી ત્રણચાર વાર વાંચી ગઈ; પોતે શું કુલટા છે! શું દુરાચારિણી છે?...ઓહ!

એકાએક હવાનો એક હિલોળો આવ્યો અને કલાવતીના કંપતા હાથમાં રહેલો પત્ર એ હવા સાથે ઊડયો...

કલાવતી ચમકી...માત્ર એક જ ક્ષણ.. બીજી જ ક્ષણે તેના મનમાં વિચાર આવ્યો... ઓહ, મહારાજનો કોઈ દોષ નથી... મારાં જ કોઈ દુષ્કર્મનું પરિણામ છે. જ્ઞાની પુરુષોએ સત્ય કહ્યું છે કે સંસારમાં સુખ છે જ નહિ...કેવળ દુઃખ આપનારાં સુખોનો આભાસ માત્ર છે!

ઊડી ગયેલો કામળ પકડવા માટે એક સૈનિક દોડયો હતો પણ તે નિરાશ થઈને પાછો આવ્યો.

કલાવતીએ સ્થિર ગંભીર સ્વરે કહ્યું : 'સારથિ, મારા સ્વામીની આજ્ઞાનું પાલન કરવા તૈયાર થા.'

સારથિએ કહ્યુ : 'મહાદેવી, આપને કંઇ સંદેશો આપવો છે?'

'ના.. મારાં કપાયેલાં કાંડાં જે કંઈ કહેવું હશે તે મહારાજને કહેશે'

મહાદેવીની આવી નિર્ભયતા જોઈને સારથિનું હૃદય કમકમી ઊઠ્યું.

પણ તે ચાકર હતો.

કલાવતી નદીકિનારે પડેલા એક પથ્થર પર પોતાના બન્ને હાથ મૂકીને બોલી : 'સારથિ, એક પળનો યે વિલંબ ન કરીશ. મહારાજની આજ્ઞાના પાલનમાં જેટલો વિલંબ થશે તેટલું જ મને વધારે દુઃખ થશે'

સારથિ રાજા શંખનો વફાદાર દાસ હતો ..રાજા શંખની કોઇ પણ આજ્ઞાનું પાલન કરતાં તે કદી અચકાતો નહોતો. પણ આજ તેનું હૃદય ખળભળવા માંડ્યું તેના મનમાં એમ જ થયું કે મહારાજના અંતરમાં આવો કઠોર અને નિર્દય ભાવ કેમ જાગ્યો હશે? આવી નિર્મળ, અને પ્રેમાળ પત્નીનાં કાંડાં કાપવાની ભયંકર આજ્ઞા શા માટે કરી હશે? મહારાજે એનો કયો દોષ જોયો હશે? મહાદેવી તો સતી સાધ્વી સન્નારી છે.. સૂર્યમાં દોષ હોય...ચંદ્રમાં કલંક હોય .. સાગરમાં વિષ હોય પણ મહાદેવીના અંતરમાં એક નાનું સરખું યે પાપ ન હોય!

મહાદેવીએ ફરી વાર કહ્યું: 'સારથિ, વિચાર શો કરે છે? મારા સ્વામીની આજ્ઞા મારું મસ્તક કાપવાની હોય અને તું માત્ર કાંડાં કાપવાનું તો નથી કહેતો ને?'

'મહાદેવી, મને ક્ષમા કરજો...મહારાજની આજ્ઞા તો કાંડાં કાપવાની છે, પણ આપને છોડીને જ ચાલ્યો જાઉં છું.'

'સારથિ ..!'

સારથિ હાથ જોડીને ઊભો રહ્યો.

મહાદેવીએ કહ્યું: 'મારા સ્વામીને મારાં બંને કાંડાંની જરૂર છે. એમ કરવામાં એમના મનને સંતોષ મળતો હોય તો મારો પણ એ ધર્મ છે, તું સંકોચ રાખ્યા વગર મહારાજની આજ્ઞાનું પાલન કર...'

સારથિએ ધ્રૂજતા સ્વરે કહ્યું: 'મહાદેવી ..મહાદેવી...આપ સગર્ભા છો... પૂરા દિવસો છે...કાંડાં કપાયા પછી...'

સારથિ મહાદેવીનું તેજ જોઈને સમજી ગયો કે મહારાજ પોતાના જીવનને જ દગો દઈ રહ્યા છે... જીવનમાં મોટામાં મોટો અન્યાય કરી રહ્યા છે!

પણ સારથિ માટે બીજો કોઈ રસ્તો નહોતો. તેણે ફરસી બહાર કાઢી.

કલાવતીએ આંખો બંધ કરીને નવકારમંત્રનું સ્મરણ કરવા માડ્યું.

અને થોડી જ પળમાં ફરસીના એક જ ઝટકા સાથે રાજદુલારીનાં બંને કોમળ કાંડાઓ કપાઈ ગયા...રક્તની ધારા વહેવા માંડી.

અંધકારમાં ચમકી રહેલાં તામ્રચૂડનાં બંને સ્થાપિત કંકણ કપાયેલાં કાંડામાં અગ્નિ માફક ચમકી રહ્યા હતાં

સારથિએ તરત મહાદેવીના કપાયેલા બંને હાથ પર કોઈ ઔષધિનાં પાન વાટીને લેપ માફક લગાવી બાંધી દીધાં. રક્તસ્રાવ બંધ થઈ ગયો

અત્યાર સુધી સ્થિરભાવે રહેલી કલાવતી ત્યાં ને ત્યાં મૂર્છિત થઈ ગઈ

અને સારથિ મહાદેવીને ભયંકર વનમાં મૂકીને બે સૈનિકો સાથે રથ લઈને ચાલ્યો ગયો.

જતા પહેલાં તેણે રથમાં પડેલો મહાદેવીનો સઘળો સામાન નીચે ઉતારી, જ્યાં કલાવતી મૂર્છિત થઈને પડી હતી ત્યાં બાજુમાં રાખી દીધેલો.

રથ ચાલ્યો ગયો.

સારથિ ચાલ્યો ગયો, આંસુભીના હૃદયે.

અને બંને રક્ષકો પણ રડતાં નયને ચાલ્યા ગયા.

અંધારી રાત ભીતરી રહી હતી.

વનનાં હિંસક પ્રાણીઓ જાગૃત બનીને હુંકાર કરી રહ્યાં હતાં.

વાયુની પ્રચંડ લહરીઓ વનનાં વૃક્ષોને જાણે કંપાયમાન કરી રહી હતી

એને વનની નાર્નશી સરિતા કલકલ ધ્વનિથી જાણે પ્રકૃતિનું અધૂરું ગીત પૂરું કરવા મથી રહી હતી.

રાજદુલારી !

માતાપિતાની લાડકવાયી કન્યા...જેણે કદી ધરતી પર પગ મૂક્યો નથી ! એક સુંદર અને વીર પુરુષની પત્ની કલાવતી, જેણે કદી દુ:ખનો પડછાયો પણ નિહાળ્યો નથી !

## રાત આવી પડી?

તે આજે પુરુષના અંતરમાં સંચિત થયેલા વહેમના વિષનો ભોગ બનીને ધરતી પર મૂર્છિત દશામાં પડી હતી.

એનાં બંને કાંડાં...હીરકવલયના અગ્નિથી મઢેલા બંને કોમળ હાથના ટુકડા એક થાળમાં પડયા પડયા પુરુષ જાતિની નિર્દયતા પર જાણે હસી રહ્યા હતાં...રથમાં બેઠેલો સારથિ એ બંને હાથ સામે નજર કરવાનું પણ સાહસ કરી શકતો નહોતો.

સારથિના અંતરમાં એમ જ થતું હતું કે મહારાજને શું પોતાના આ ભયંકર અન્યાયનો પસ્તાવો નહિ થાય? આ બંને કાંડાં નિહાળીને શું મહારાજની છાતીના ધબકારામાંથી આક્રંદની ધારા નહિ વહે?

અંધારી રાત જામતી જતી હતી અને સૂર્યોદય પહેલાં સારથિને મહારાજ પાસે પહોંચવું હતું. આખો દિવસ ચાલેલા અશ્વો થાકી ગયા હતા.. છતાં તેજસ્વી અશ્વો વનની નીરવતાનું ખંડન કરતા કરતા જઈ રહ્યા હતા.

અને મહાદેવી..?

આકાશમાં ઊગેલા તારાઓ રાજરાણીની મૂર્છિત કાયા પર જાણે એકનજરે ચોકી કરી રહ્યા હતા...

મૂર્છા કયારે વળશે?

આવતી કાલે મા બનનારી એક સતી નારીની આ મૂર્છા શું કદી નહિ વળે?

## પ્રકરણ ૧૯મું
## આંચકો

રાત વધુ ને વધુ અંધકાર બની રહી હતી.

ગાઢ વનમાં જાગતાં નિશાચર પ્રાણીઓના હુંકાર વાતાવરણને ધ્રુજાવતા હતા.

દેવી કલાવતીની મૂર્છિત કાયાની બાજુમાં જ વહેતી નાની સરિતા પોતાના મનોહર સંગીત વડે રાત્રિના ભેંકાર વાતાવરણને જાણે હળવું બનાવી રહી હતી.

આસપાસ વિકટ વન હતું.

ઉપર આભનો ચંદરવો હતો. આભની અટારીએ અસંખ્ય તારાગણો જાણે દેવી કલાવતીના મૂર્છિત દેહને કરુણ નજરે નિહાળી રહ્યા હોય તેમ લાગતું હતું.

જેમ નયનો સજળ બન્યા પછી ઝાંખું ઝાંખું દેખાય તેમ તારાઓનાં તેજ ઝંખાઈ ગયાં હતાં. જાણે તેમનાં નયનો કરુણતાથી સજળ બની ગયાં હતાં. એમના સ્વાભાવિક તેજ આડે જાણે કારુણ્યનો એક પડદો આવી ગયો હતો.

સંસારની એક શ્રેષ્ઠ નારી કોઈ પણ પ્રકારના ગુના વગર કેવળ

પોતાના કોઈ કર્મના પ્રતાપે આમ અંધારી રાતે અને લોહી નીગળતા હાથે ભયંકર અટવીમાં મૂર્છિત બનીને પડી હતી.

એના સ્વામીની આજ્ઞાથી એનાં બંને કાંડાં કપયાં હતાં. પણ કલાવતીના મૂર્છિત વદન પર સ્વામી પ્રત્યેના રોષની કે એવી કોઈ એકાદ રેખા સરખી યે નહોતી ઊપસી આવી.

બાલ્યકાળથી જ તે નવકાર મંત્રનો પ્રભાવ સમજી ગઈ હતી. અને દુઃખના ગમે તેવા પ્રસંગે નવકાર મંત્ર જેવો સર્વોત્તમ કોઈ સહારો નથી એમ તે માનતી હતી. તેની આ શ્રધ્ધાએ તેના દર્દને જાણે હળવું કરી વાળ્યું હતું.

રાજા શંખનો સારથિ જે સમયે તેનાં બંને કાંડાં કાપી રહ્યો હતો તે સમયે કલાવતીએ મનમાં નવકારનું સ્મરણ શરૂ કર્યું હતું અને તે મૂર્છિત થઈ ત્યાં સુધી એના મુખમાં નવકારમંત્રનું સ્મરણ ચાલુ રહ્યું હતું.

શ્રદ્ધાપૂર્વક થતા નવકારમંત્રના સ્મરણનો પ્રભાવ અત્યારે અંધારઘેરી રાતે પણ જાણે મહાદેવીના વદન પર પથરાયેલો પડ્યો હતો.

વનમાં હિંસક પ્રાણીઓના હિલોળા થતા હતા...કોઈ કોઈ હિંસક પ્રાણીઓ જળપાન માટે નદીકિનારે આવતાં અને પાણી પીને ચાલ્યાં જતાં.

આમ ને આમ રાત્રિનો ચોથો પ્રહર શરૂ થયો. પણ રાણી કલાવતીની મૂર્છા ન વળી...જાણે તે ગાઢ નિદ્રામાં પડી ગઈ હોય તેમ જણાતું હતું.

અને પૂર્વાકાશમાં ઉષાએ પોતાનો પાલવ પાથર્યો, પંખીઓએ પ્રાતઃગાન શરૂ કર્યું.

મહાદેવી કલાવતીની મૂર્છિત કાયા સહેજ હલી.

અને એ જ વખતે એક વૃધ્ધ તાપસ હાથમાં કમંડલ લઈ, ભગવાન પિનાકપાણિનું સ્મરણ કરતો કરતો નદીકિનારે આવી ચડયો.

તાપસ વયોવૃધ્ધ હતો છતાં તેની કાયા સશક્ત હતી. તે ઉચ્ચ સ્વરે ભગવાન શંકરનું સ્મરણ કરતો કરતો નદીમાં ઊતર્યો અને સ્નાન કરવા માંડયો. સ્નાન કરતાં કરતાં તે કંઈક મંત્રોચ્ચાર કરતો હતો. પણ તેની નજર થોડે જ દૂર એક શિલા પાસે પડેલી રાજદુલારી પર હજી સુધી નહોતી પડી.

સૂર્યનાં પ્રથમ કિરણો પૂર્વાકાશમાં ઝગમગવા માંડયાં.

તાપસે સૂર્ય સામે નમસ્કાર કરીને અર્ઘ્ય આપવા માંડયો... ત્યાર પછી કિનારે આવી કોપીન બદલાવી ગગન સામે જોઈ બે હાથ જોડી તેણે કંઈક પ્રાર્થના કરી.

અને જ્યારે તે પાછો ફર્યો ત્યારે તેની દૃષ્ટિ એકાએક મૂર્છિત રાજદુલારી પર પડી.

ગુલાબના ફૂલ જેવી એક નવયૌવના નારીને જોતાં જ વૃધ્ધ તાપસના હૃદયમાં આશ્ચર્ય ઊભરાયું. તે રાજદુલારી તરફ વળ્યો... નજીક આવીને જોતાં જ તેનું આશ્ચર્ય અનેકગણું વધી પડયું. તે જોઈ શકયો કે આ સુંદર નારીનાં બન્ને કાંડાં કપાયેલાં છે...કાંડાં પર વીંટેલા વસ્ત્રના પાટા રક્તથી ભીંજાયેલા છે...તેના દેહ પર શોભી રહેલા અલંકારો સૂર્યનાં પ્રથમ કિરણો સાથે રમી રહ્યા છે...અરે... પણ આ શું? આ નારી તો સગર્ભા લાગે છે? આ નારીને અહીં કોણ લાવ્યું હશે? કયા દુષ્ટે તેના કાંડાં કાપી નાખ્યાં હશે?

...વૃધ્ધ તાપસે વાંકા વળી દેવી કલાવતીના નાક પાસે પોતાનો હાથ રાખ્યો. તેને ખાતરી થઈ કે આ સુંદર નારી જીવિત છે.

વૃદ્ધ તાપસે તરત પોતાના કમંડલમાંનું પાણી અંજલિ ભરી ભરીને કલાવતીના મુખ પર છાંટવા માંડયું.

અને થોડી પળો પછી રાણી કલાવતીએ નેત્રો ખોલ્યાં...તે બેઠી થવા ગઈ પણ કાંઠાં કપાયેલાં હતાં એટલે ટેકો દઈ શકાય તેમ નહોતું.

વૃદ્ધ તાપસે તેના મસ્તકને ટેકો આપી કલાવતીને બેઠી કરતાં કહ્યું: 'મા, ભગવાન મહેશ્વરની કૃપાથી તું બચી ગઇ છે...બેઠી થા ...આ વનમાં ભાગ્યે જ કોઇ માનવી આવતું હોય છે...તુ કેવી રીતે આવી? તારા બંને હાથનાં કાંડા કોઈએ કાપી નાંખ્યાં હોય એમ લાગે છે.. એવો નરાધમ કોણ છે કે જેણે તારા જેવી સતી સ્ત્રી નારી પર...'

વચ્ચે જ કલાવતીએ કહ્યું: 'મહાત્મન્. આપ શાંત રહેજો... મારા સ્વામીની પ્રસન્નતા ખાતર મેં જ મારાં કાંડાં કપાવ્યાં છે...કોઇને અભિશાપ દેશો નહિ.'

નારીના આ શબ્દો સાંભળીને વૃદ્ધ તાપસનું હૃદય પ્રફુલ્લ બની ગયું. એના પ્રાણમાં થયું...ધન્ય છે આર્યનારીને! મોત વચ્ચે મુકાવા છતાં પોતાના સ્વામીનો કોઈ દોષ જોતી નથી.. સ્વામીનું અમંગળ ઇચ્છતી નથી. વૃધ્ધ તાપસે મૃદુ મધુર સ્વરે કહ્યું: 'મા, તારું શુભ નામ શું?'

'મારું નામ કલાવતી...'

'દીકરી, તું એકાદ કોસ ચાલી શકીશ? મારો આશ્રમ આ વનમાં જ છે. તારો ચહેરો જોતાં મને લાગે છે કે તું માતા થવાની છે.'

'હા બાપુ.. હું આપના આશ્રમે આવી શકીશ.' કહી કલાવતી ઊભી થઈ.

વૃદ્ધ તાપસ ઘણા જ ભાવપૂર્વક કલાવતીને લઇને વનના અભ્યંતર ભાગમાં ચાલતો થયો.

વૃદ્ધ તાપસની પાછળ કલાવતી ચાલતી હતી. તેના મનમાં અનેક પ્રશ્નો ઊભા થતા હતા. સ્વામીને મારાં કાંડાંની શી જરૂર પડી હશે? આ રીતે વનમાં મોકલીને કાંડાં કપાવવા કરતાં તેઓએ માગ્યાં હોત તો હું જ હર્ષપૂર્વક મોકલી દેત! મારો એવો કયો અપરાધ થયો હશે કે જેના પરિણામે ..

આ બધા વિચારોથી દેવી કલાવતીનું ચિત્ત કંપી ઊઠ્યું: 'ઓહ, મારી મૂર્છા શા માટે વળી? મૃત્યુની મીઠી ગોદમાં હું સમાઈ ગઈ હોત તો...'

આ વિચાર પૂરો થાય તે પહેલાં જ આગળ ચાલી રહેલો વૃધ્ધ તાપસ બોલી ઊઠ્યો: 'પુત્રી, મનને સ્વસ્થ રાખજે...તારા ચિત્તમાં અવળો વિચાર કેમ આવ્યો?'

કલાવતીને થયું, આ વૃદ્ધ તપસ્વી ખરેખર દ્રષ્ટા છે...પવિત્ર છે. તે બોલી: 'બાપુ, કપાયેલા હાથે મા બનીને મારા બાળકને હું કેવી રીતે સાચવી શકીશ? આ ચિંતાને લીધે જ...'

વૃધ્ધ તપસ્વીએ સહાસ્ય વદને ચાલતાં ચાલતાં જ કહ્યું: 'મા, તારા ઉદરમાં સુંદર, તેજસ્વી અને પુણ્યવાન પુત્રરત્ન બિરાજે છે... આવો પુણ્યવાન જીવ શું માના સુખથી વંચિત રહી શકશે? ના, મા ના, એમ બને જ નહિ અને સતી નારીના અંતરમાં અમોઘ શક્તિ છુપાયેલી પડી હોય છે.'

આ શબ્દો સાંભળીને કલાવતીના પ્રાણમાં છુપાયેલું બળ જાણે સજાગ બન્યું...વદન પર અંકિત થયેલી નિરાશાની રેખાઓ જાણે અદૃશ્ય થઈ ગઈ. તેના મનમાં થયું, આ વૃધ્ધ દ્રષ્ટાએ આશ્વાસન આપ્યું છે કે ભાગ્ય કહ્યું છે?

ગાઢ વન વચ્ચે પસાર થતી એક પગદંડી પર વૃધ્ધ તપસ્વીની પાછળ પાછળ કલાવતી ચાલી રહી હતી.

મંગલાદેશની રાણી અને દેવશાલ નગરીની રાજદુલારી કલાવતી આજ અડવાણા પગે અને કપાયેલા હાથે વિકટ વનમાર્ગ વચ્ચેથી એક વૃદ્ધ તપસ્વીના આશ્રમે જઈ રહી હતી.

જેનાં ચરણ કદી પણ ધરતી પર પડયાં નહોતાં, જેની આસપાસ આજ્ઞાંકિત અને ઉત્તમ દાસીઓનું જૂથ સદાય આજ્ઞા ઝીલવા માટે ખડે પગે ઊભું રહેતું, જેના એક બોલ પર સ્વર્ગની સમૃદ્ધિ ચરણ આગળ આવી પડતી હતી, જેના પિતા સમર્થ રાજવી હતા, જેનો ભાઈ બળવાન અને પ્રેમાળ હતો, અને જેનો પતિ સદાય પ્રિયતમાનાં નયનપલ્લવમાં પુરાઈ રહેવામાં સૌભાગ્ય સમજતો હતો તે રાજદુલારી કલાવતી આજ ઉદરમાં રહેલા બાળક સાથે વિકટ વન વચ્ચે જઈ રહી હતી.

પુણ્યનો ઉદય જ્યારે ચાલતો હોય છે ત્યારે માનવી પાપના ઉદયની કલ્પના પણ કરી શકતો નથી.

સુખ અને સમૃદ્ધિની છોળો વચ્ચે માનવીને એવો ખ્યાલ નથી આવતો કે પુણ્યનો ઉદય પૂરો થતાં આ બધી માયાજાળ એક સ્વપ્ન માફક વેરણછેરણ બની જશે !

કલાવતી તો જૈનધર્મના મહાન આદર્શથી રંગાયેલી હતી. તે સમજતી હતી કે મારા પાપોદયનું જ આ પરિણામ છે. જો એમ ન હોય તો પ્યારથી છલકતા હૃદયવાળા સ્વામીના અંતરમાં પોતાની વહાલી પત્નીને વન વચ્ચે હાથ વગરની કરીને એકલી મૂકવાનો ભાવ શા માટે જાગે ? જે સ્વામી પળે પળે પત્નીના કુશળની ચિંતા સેવતો હોય તે સ્વામી આવું કઠોર કદમ શા માટે ઉઠાવે ? ના...ના..ના.. આ સ્વામીનો કોઈ દોષ નથી...દોષ મારા કોઈ પણ પૂર્વકર્મનો જ છે, અને પાપ કર્મનું પરિણામ ભોગવ્યા વગર છૂટકો નથી. પાપ કે પુણ્યનું પરિણામ અનિચ્છા હોય તો પણ વેઠવું પડે છે..ભોગવવું પડે છે.

તો પછી મનને સ્વસ્થ રાખીને પાપોદયનું પરિણામ શા માટે ન ભોગવવું? શા માટે ધર્મનું શરણું ન સાચવી રાખવું? પાપ આવે કે પુણ્ય આવે. ધર્મનું શરણુ તો એવું વિશાળ છે કે બંનેને આશ્રય આપી શકે છે.

આવા ઉત્તમ વિચારો સાથે કલાવતી વૃદ્ધ તપસ્વીની પાછળ પાછળ જઈ રહી હતી...

અને ચાલતાં ચાલતાં એકાએક વૃધ્ધ તપસ્વીએ કહ્યું: 'જો... મા, સામે દેખાય તે મારો આશ્રમ..'

કલાવતીએ સામે નજર કરી જોયું તો એક નાના પર્વતની ઓથે સુંદર વૃક્ષોથી શોભતું એક નાનકડું મેદાન હતું. એ મેદાનની વચ્ચે બે ત્રણ કુટિરો હતી. અને એક સુંદર ઝરણું વહેતું હતું.. આશ્રમના નાના મેદાનમાં પશુપંખીઓ કલ્લોલ કરતાં હતાં.

દૃશ્ય અતિ મનોહર અને પ્રેરણાદાયક હતું. કલાવતીના મનમાં થયું, શું આ આશ્રમમાં અન્ય કોઈ માનવી નહિ હોય!

કારણ કે અન્ય કોઇ માણસો હોય એવું દેખાતું નહોતું.

તપસ્વીએ કહ્યું: 'મા, આજે કેટલાય વરસોથી હું એકલો રહું છું. .. આવા વિકટ વનમાં કોણ આવે? આજ ભગવાન નરેશ્વરે આ ગરીબ બ્રાહ્મણની પ્રાર્થના સ્વીકારીને એક મા મોકલી આપી.'

આશ્રમ ફરતી કાંટાની મજબૂત વાડ હતી. અંદર જવાનો ઝાંપો ખુલ્લો જ હતો. બંને અંદર ગયાં. કલાવતી વહી રહેલા સુંદર ઝરણા સામે જોઈને બોલી ઊઠીઃ 'બાપુ, ઝરણું તો અતિ નિર્મળ છે.'

'હા મા. છતાં હું સ્નાન કરવા તો હંમેશ નદીએ જ જાઉં છું. એમ કરવાથી થોડુંક ચાલી શકાય.' વૃધ્ધ તપસ્વીએ કહ્યું.

થોડી વાર પછી એક પર્ણકુટિર પાસે પહોંચીને વૃધ્ધે કહ્યું; 'મા, આ તારી કુટિર...બાજુની કુટિરમાં હું રહું છું...આ કુટિર મારા અભ્યાસની છે. તને સુખ મળશે. થોડાં ફળ લઈને આવું છું... તું અંદર જઈને આરામ કર'

કલાવતી મનમાં નવકારમંત્રનું સ્મરણ કરીને કુટિરમાં દાખલ થઈ. વૃધ્ધ તપસ્વી તાજાં ફળો લેવા માટે આશ્રમના ઉપવન તરફ ગયા.

આ સમયે રાજા શંખના પડાવમાં સારથિ પહોંચી ગયો હતો. રાજા શંખ સૂર્યોદય પહેલાં શિબિરમાંથી બહાર નીકળી રાહ જોઈ રહ્યો હતો...પરંતુ વિશ્વાસુ સારથિને આવતાં ઘણો વિલંબ થયો.. લગભગ અર્ધ પ્રહર દિવસ વીતી ગયા પછી સારથિ આવી પહોંચ્યો. એ વખતે શંખ પોતાની શિબિરમાં બેઠો હતો.

સારથિ રાણી કલાવતીનાં બંને કાંડાં એક થાળમાં રાખી, થાળને ઢાંકી ધ્રૂજતા ચરણે રાજા શંખની શિબિરમાં દાખલ થયો. સારથિને જોતાં શંખે કહ્યું; 'કાર્ય પતી ગયું ?'

'હા, કૃપાવતાર !' કહી સારથિએ એક ત્રિપદી પર કાંડાંવાળો ઢાંકેલો થાળ મૂકયો.

શંખે પ્રશ્ન કર્યો : 'મહાદેવીને નિર્જન સ્થળે છોડેલ છે ને?'

'જી, હા.

'કાંડાં કાપતી વખતે તેણે કઈ કારણ પૂછ્યુ હતુ ?'

'ના. મહારાજ...'

'તો વિરોધ કર્યો હતો ?'

'ના મહારાજ..'

'તો...'

'કૃપાવતાર, મહાદેવી નિર્દોષતાની પ્રતિમા હતાં...મેં આપની આજ્ઞા એમને સંભળાવી હતી..પરંતુ સાથે સાથે કાંડાં કાપ્યા વગર ચાલ્યા જવાની મેં અનુમતિ માગી હતી.'

વચ્ચે જ રોષભર્યા સ્વરે શંખ બોલ્યો : 'એટલે તું કાંડાં કાપ્યા વગર ચાલ્યો આવ્યો છે?'

'ના કૃપાવતાર! આ થાળમાં એમના બંને પવિત્ર હાથ પડયા છે. હું તો એમ કહેવા માગતો હતો કે મહાદેવીએ મને અનુમતિ ન આપી અને સ્વામીની પ્રસન્નતા ખાતર હર્ષપૂર્વક કાંડાં કાપવાની આજ્ઞા કરી કંપતા હૃદયે અને ધ્રૂજતા પગે મારે એમની આજ્ઞાનું પાલન કરવું પડ્યું.'

રાજા શંખ ઊભો થયો અને ત્રિપદી પાસે આવી થાળ પરનું કૌશેય વસ્ત્ર દૂર કર્યું. થાળમાં પ્રિયતમાના એ કોમળ હાથનાં કાંડાં પડયાં હતાં...બંને હીરકકંકણ ચમકતા હતાં.. શાપિત કંકણ!

બંને કાંડાં જોઈ ને પળવાર શંખનું હૃદય ધ્રૂજી ઊઠયું. આ કોમળ હથેળીઓ એક દિવસે રાજા શંખ પર કેટલા વહાલથી ફરતી હતી.

પણ બીજી જ પળે રાજા શંખના ચહેરા ઉપર પ્રસન્નતા ઊભરાણી, અને ગળામાંથી મુક્તાની માળા કાઢી સારથિ સામે ધરતાં તે બોલ્યો : 'લે, આ ઇનામ..!'

'કૃપાવતાર, જો આપ પ્રસન્ન હૃદયે ઇનામ આપવા માગતા હો તો હું એક વસ્તુ માગવા ઇચ્છું છું.'

'માગી લે.'

'કૃપાવતાર, મને દાસત્વમાંથી મુક્ત કરો'

'તું દાસત્વથી મુક્ત છે.'

સારથિએ નમસ્કાર કરતાં કહ્યું : 'બસ કૃપાવતાર, મને ઘણું

બળી ગયું.. મારે ધન, અહંકાર કે કશું નથી જોઈતું. હું હવે હંમેશ મારે વિદાય થાઉં છું.'

'સારથિ...'

'કૃપાવતાર, આપના અંતરમાં મહાદેવી પ્રત્યે કયા પ્રકારનો રોષ છે તે હું જાણતો નથી, અને મને નવાઈ પણ એ વાતની લાગી છે કે આપ આટઆટલા સહવાસ પછી પણ મહાદેવીને કેમ ઓળખી શક્યા નહિ? હું માત્ર એક જ દિવસના પરિચયથી જાણી શક્યો છું કે મહાદેવી ગંગા કરતાંયે પવિત્ર અને નિર્મળ છે, એમનાં કાંડાં કાપીને મેં કદી માફ ન થઈ શકે એવું પાપ કર્યું છે. આ પાપનું પ્રાયશ્ચિત્ત હું ક્યારે કરી શકીશ તે જાણતો નથી...પણ આપે...'

વચ્ચે જ શંખ બોલી ઊઠ્યો: 'સારથિ...'

'કૃપાવતાર, મને ક્ષમા કરજો...હું દાસત્વથી મુક્ત થયો છું એટલે કહી શકું છું કે આપે કદી ક્ષમા ન થઈ શકે એવો ભયંકર અપરાધ કર્યો છે'

'સારથિ..તું મારા અંતરની વેદના નથી જાણતો એટલે આમ બોલે છે, અથવા તો એ દુષ્ટાના પ્રભાવથી અંજાઈ ગયો છે...'

'કૃપાવતાર, હું પ્રભાવથી નથી અંજાયો...મહાદેવીની પવિત્રતાથી અંજાયો છું. આપના અંતરની વેદના શી છે તે હું નથી જાણતો... પણ જે કંઈ વેદના હશે તે કેવળ આપની કલ્પનાએ સર્જેલી જ વેદના હશે એમ મને લાગે છે.'

રાજા શંખે થાળમાં પડેલાં કાંડાંને વળગેલાં હીરકવલય ઉઠાવી લઈ સારથિ સામે જોતાં કહ્યું: 'આ શું છે તે તને ખબર છે?'

'ના, મહારાજ...માત્ર એટલું જાણું છું કે એ કોઈ રૂપવાન કંકણ છે.'

'એ છે મહાદેવીના કોઇ પ્રેમીની યાદ..! મારા ગળામાં જે હાથ કોમળ ફૂલોના હાર માફક વીંટાતા હતા તે હાથમાં આ પાપની યાદી સમાં કંકણુ પડયાં હતાં..'

'કૃપાવતાર, આપની વાત મને અશક્ય લાગે છે. મહાદેવીના અંતરમાં આપના સિવાય કોઈની છબી અંકિત થયેલી નથી એમ હું એમના વદન પરથી સ્પષ્ટ સ્વરૂપે જોઇ શકયો છું.' સારથિએ ગભરાયા વગર કહ્યું.

શંખ પળ માટે વિચારમાં પડી ગયો અને હાથમાં પકડેલાં સર્વશ્રેષ્ઠ હીરકવલય સામે જોતા માંડયો. એકાએક તેની નજર કંકણના અંદરના ગાળાની સપાટી પર લીલા રંગથી લખેલા અક્ષરો પર ગઇ...એ અક્ષરો વાંચતાં જ રાજા શંખના હૈયા પર આંચકો લાગ્યો.. તેની સર્વ શક્તિ હણાઇ ગઇ...તે પડતાં પડતાં બચ્યો અને ત્યા ને ત્યાં નીચે બેસી ગયો. તેણે ફરી વાર અક્ષરો વાંચ્યા..તેમાં લખ્યું હતું, 'બંધુ જયની યાદ.'

ઓહ ! રાજા શંખનાં નયનો આગળ અંધારાં ઊભરાવા માંડયાં. તે મહામહેનતે બોલ્યો : 'સારથિ ..'

'જી...'

'તું કૃપા કરીને ક્યાંય જઇશ નહિ...વહેમના વિષથી ભરમાઇ જઈને મેં કદી માફ ન થઈ શકે એવો અપરાધ કરી નાખ્યો છે... તું મને અત્યારે ને અત્યારે જ્યાં મહાદેવીને છોડયાં છે ત્યાં લઇ જા...'

'કૃપાવતાર...'

'કેમ ?'

'મને ક્ષમા કરો...મહાદેવીને હું કયે સ્થળે મૂકી આવ્યો છું તેની મને ખબર નથી રહી...અંધારી રાત હતી...માર્ગ વિનાનું વિકટ વન હતું.'

'ઓહ્ !' કહીને શંખ ત્યાં ને ત્યાં ઢળી પડ્યો.

તરત સારથિએ બે પરિચારિકાઓને બોલાવી.

થોડી વાર પછી શંખ શુદ્ધિમાં આવ્યો.

અને સાવ ભાંગેલા હૃદયે તે જ વખતે રાજા શંખે પોતાનો પડાવ ઉઠાવી લઈ નગરી તરફ પ્રયાણ કરવાની આજ્ઞા આપી.

જતી વખતે શંખે પત્નીનાં કપાયેલાં બંને કાંડાં જીવનની સંપત્તિ માફક જાળવીને પોતાના રથમાં રાખ્યાં.

શું કરવું એ તેને સૂઝતું નહોતું. હૃદયમાં આંસુ, વેદના અને સંતાપનો અગ્નિ ઊભરાતો હતો.

જીવનની સઘળી આશાઓ જાણે એક જ આઘાતથી હંમેશ માટે મરી પરવારી હતી.

જીવનની તમામ કવિતાઓ, જીવનનું તમામ હાસ્ય અને જીવનની તમામ ઊર્મિઓ જાણે નિશ્ચેત બની ચૂકી હતી.

## પ્રકરણ ૨૦ મું
## સતીત્વનો પ્રભાવ

ઘવાયેલા પખી માફક રાજા શંખ પોતાના રસાલા સાથે રાજધાની તરફ જવા નીકળી ગયો.

મરેલી આશા ઘણી ભયંકર અને અકળાવનારી હોય છે. રાજા શંખના પ્રાણમાં મરેલી આશાનો બોજો પડી ચૂક્યો હતો.

તેના હૈયામા થતું, અરેરે મૂર્ખ...કેટલો મૂર્ખ...કેટલો ઉતાવળિયો ...કેટલો નબળા મનનો! માત્ર દાસી સાથે વાત થતી સાંભળીને મેં નિર્ણય બાંધી લીધો અને એક સતી સાધ્વી નારીના હૃદય પર કાતીલ ફટકો લગાવી દીધો! મેં વાત સાંભળ્યા પછી એ કંકણ જોયાં હોત, કોણે મોકલ્યાં છે એની પાકી તપાસ કરી હોત, તો મારા હાથે આવો ભયંકર અન્યાય કદી થાત નહિ! હવે મારું શું થશે? મારા આ નિષ્ઠુર પાપનું પ્રાયશ્ચિત્ત કેવી રીતે થશે? જગતમાં હું કોને મોઢું બતાવી શકીશ? એક પ્રેમાળ અને ગુણવાન પત્નીનો દ્રોહ કરીને હું કેવી રીતે સુખી થઈ શકીશ! વહેમમાં અંધ બનીને મેં એટલો યે વિચાર ન કર્યો કે, પ્રાણેશ્વરી સગર્ભા છે. થોડા જ સમય પછી માતા થવાની છે! એના બને કાંડાં કપાઈ ચૂક્યાં છે.. વનવગડામાં એને કોણ રક્ષણ આપશે? કદાચ કર્મસંયોગે જીવિત રહી ગઈ હશે તો હાથ વગર પોતાના બાળકને કેવી રીતે ઉછેરી શકશે? ઓહ, મેં જીવનમાં કદી ક્ષમ્ય ન બને એવું મહાપાપ કરી નાખ્યું છે.

આવા અનેક પ્રશ્નો, વિચારો અને વેદનાભરી ચિનગારીઓથી પીડાતો રાજા શંખ રાજધાની તરફ જઈ રહ્યો હતો.

અને વૃધ્ધ તાપસના આશ્રમમાં આશ્રય મેળવી ચૂકેલી રાજદુલારી કલાવતી આ દુઃખ પાછળા કર્મનું જ પરિણામ હોવાનું માનતી હતી. છતાં જ્યારે તે તાપસે લાવી આપેલાં ફળફૂલ ખાવા બેઠી ત્યારે તેની આંખમાંથી શ્રાવણ ભાદરવો વરસવા માંડયો.

તાપસે કહ્યું: 'પુત્રી, શા માટે રડે છે? તાજાં ફળ ખાઈ લે. તારો શ્રમ અને તારી વેદના હળવી પડી જશે.'

'બાપુ, કેવી રીતે ખાઉં? મારાં કાંડાં...'

'ઓહ!' કહીને વૃદ્ધ તાપસે એક ફળ પોતાના હાથમાં લઈને વચ્ચે દબાવી તેના કટકા કર્યાં અને કહ્યું: 'મા, તારાં બંને કાંડાં કપાયેલાં છે એ તો હું સાવ ભૂલી ગયો હતો...લે, હું તને ખવરાવું છું..આનંદમગ્ન બનીને થોડાં ફળ ખા.'

વૃધ્ધ તાપસે મમતાની મૂર્તિ સમા એક વડીલ માફક..કહો કે એક માતા પોતાના બાળકને જે મમતાથી ખવડાવે તેવી મમતાપૂર્વક ફળના ટુકડા કરીને ખવરાવવા માંડયા.

ફળ મધુર હતાં, ઉત્તમ હતાં અને પ્રસન્નતા, સ્ફૂર્તિ અને બળ ઉત્પન્ન કરે એવાં હતાં

ત્રણેક ફળ ખાધા પછી કલાવતીએ કહ્યું: 'બાપુ. આ રીતે જીવીને હું મારા ઉદરમાં બાળક છે તેને કેવી રીતે સાચવી શકીશ?'

'દીકરી, તું તો સતી છે...સતીના સત આગળ વિશ્વની કોઈ વેદના ટકી શકે નહિ. તું એક કામ કરીશ?'

'હા...આપ આજ્ઞા કરો...'

'તારા ઇષ્ટદેવ કોણ છે?'

'શ્રી જિનેશ્વર ભગવંત.'

'વાહ, આ તો ઘણું ઉત્તમ. ત્યારે તું જૈનધર્મનો મહામંત્ર તો જાણતી જ હઈશ!'

'હા બાપુ...'

'તો એક કામ કર. મનમાં એ મહામંત્રનું આરાધન કરીને તારા સતીત્વને કસોટીએ ચડાવી દે. પ્રકૃતિ અને પ્રકૃતિનાં બળો, દેવી દેવતા-

ઓ અને સત્ત્વશીલ આત્માઓ સતીત્વનો નાપ કોઈ કાળે સહી શકતાં નથી. નારીજીવનની મહાન તપશ્ચર્યા કંઈ પણ હોય તો તે તેનું સતીત્વ છે. સાવિત્રી પોતાના મૃત સ્વામીના પ્રાણ પાછા લાવી શકતી હોય તો તારાં કાંડાં પાછાં આવવાં એ કઈ મોટી વાત છે? મને તો પૂર્ણ શ્રધ્ધા છે કે તારા સતીત્વ આગળ પ્રકૃતિ પામર બની જશે. અને તારી ભાવનાને સાકાર બનાવશે'

વૃધ્ધ તાપસના આ પ્રેરણાત્મક શબ્દો સાંભળીને કલાવતીના પ્રાણમાં નવી ચેતના પ્રગટી.

તે વૃદ્ધ તાપસને નમસ્કાર કરીને બોલી : 'બાપુ, આપ કહો છો તેમ હુ આજે જ કરીશ'

'પ્રકૃતિનાં બળો તને સહાયક બનશે, પુત્રી. સંસારમાં સતીત્વ જેવું કોઈ તેજ નથી અને સતીત્વ જેવું કોઈ બળ નથી.' વૃધ્ધ તાપસે હર્ષભર્યો સ્વરે કહ્યું

અને તે દિવસે મધ્યાહ્ન પછી કલાવતી પર્ણકુટિરના એક ખૂણામાં બેસી ગઈ. મહામંત્ર નવકાર મંત્રનુ આરાધન કરીને તેણે મનથી કહ્યું: 'હે પ્રકૃતિનાં સત્ત્વશીલ બળો! મન, વચન અને કાયાથી મેં સતીત્વનું રક્ષણ કર્યું હોય, સ્વપ્નમાં પણ મારા સ્વામી સિવાય અન્ય કોઈ પુરુષને ન ચિંતવ્યો હોય તો મને સહાયક થજો. હુ નિષ્ઠાપૂર્વક સમજું છું કે 'આ જે કંઈ બન્યું છે, તેમાં અન્ય કોઈનો દોષ નથી...માત્ર મારાં પૂર્વકર્મનો જ દોષ છે. પરંતુ થોડા જ સમયમાં હું માતા બનીશ...મારા બાળકના પરિપાલનની મુશ્કેલી નિવારવા ખાતર હું અભિગ્રહ કરું છું કે મારા બન્ને હાથ જેવા હતા તેવા નહિ થઈ જાય ત્યાં સુધી હું આ આસન પર બેસી રહીશ, અન્નજળનો કરીને માત્ર મારી સમગ્ર વૃત્તિને ત્યાગ નવકાર મંત્રમાં સ્થિર કરીશ...

'હે પ્રકૃતિનાં સત્ત્વશીલ બળો! મારા હૃદયમાં પ્રચ્છન્ન ભાવે પણ કોઈ દોષ પડયો હોય તો મને જરાયે સહાયક થશો નહિ. મેં મારા સતીત્વને અકલંકિત અને નિર્મળ રાખ્યું હોય તો મારી પ્રાર્થનાને બળ આપજો'

આટલું કહી કલાવતી નવકારનું સ્મરણ કરતી, આંખો બંધ કરીને સ્થિર બની ગઈ.

વળતી જ પળે તેની સર્વ વૃત્તિઓ મહામંત્ર નવકારના નવે પદમાં એકાકાર બનવા માંડી.

પ્રકૃતિનાં સત્ત્વશીલ બળો સદાયે સંસાર પ્રત્યે દૃષ્ટિ માંડીને પડયાં હોય છે...અને જ્યારે કોઈ સત્ત્વશીલ આત્માની વેદના એમને સ્પર્શે છે ત્યારે તે બળો પોતાનું કાર્ય શરૂ કરી દે છે.

જૈનધર્મના આદર્શોથી રંગાયેલી કલાવતી મન, વચન અને કાયા વડે પોતાના સતીત્વને પૂજી રહી હતી. કોઈ પણ પરપુરુષ સાથે વિનોદમાં યે એવું નહોતી બોલી કે સામાના પ્રાણમાં બીજો ભાવ પ્રગટે.

આજ વૃદ્ધ તાપસની પ્રેરણાથી તેણે પોતાના સતીત્વને કસોટીએ ચડાવી દીધું અને આ કસોટીમાં તેણે એક પણ છિદ્ર નહોતું રાખ્યું. પ્રસન્નભાવે કોઈ માનસિક દોષ રહી ગયો હોય તો પણ તે કપાયેલાં કાંડાં મેળવવા કરતાં મૃત્યુ મેળવવામાં ગૌરવ સમજતી.

એક પ્રહર વીતી ગયો.

વૃદ્ધ તાપસ બે વાર આવીને સ્થિર ગંભીર ભાવે બેઠેલી સતીની સૌમ્ય મૂર્તિને જોઈ ગયો. વૃદ્ધ તાપસને પણ લાગ્યું કે કલાવતી આજ ભારતવર્ષની મહાન નારીની એક ગૌરવગાથા રચી રહી છે...પ્રકૃતિનાં જાગૃત બળો આજ અવશ્ય સહાયક બનશે...આજ સંસાર સમક્ષ નારી એ માત્ર અબળા નથી, પરંતુ સંસારની એક અણમોલ સંપત્તિ છે. એ સત્ય સિદ્ધ થશે.

સંધ્યા વીતી ગઈ.

વૃદ્ધ તાપસ પોતાનું સાધ્ય કર્તવ્ય પૂર્ણ કરીને કલાવતીની પર્ણકુટિરના ઉંબર પાસે આવીને બેસી ગયો. વૃદ્ધ તાપસનાં પ્રાણમાં પણ તપશ્ચર્યાની એક શક્તિ પડી હતી. તે ધારે તો પ્રકૃતિનાં બળોને આજ્ઞા પણ કરી શકે તેમ હતો, છતાં પણ તપસ્વીઓનાં તેજ કરતાંયે સતી નારીનું તેજ અનેકગણું બળવાન હોય છે.

રાત્રિ પ્રસરી ચૂકી હતી. નિબિડ વન જાણે ગાઢ અંધકાર વચ્ચે એક નૂતન સૃષ્ટિ ખડી કરી રહ્યું હતું. વન વચ્ચે નિશાચર પ્રાણીઓના અવાજ ધીમે ધીમે રાત્રિના નીરવ વાતાવરણને જાણે સચેત બનાવી રહ્યા હતા.

અને રાજદુલારી પોતાની તમામ ચિત્તવૃત્તિઓને સ્થિર–શાંત બનાવી નવકારમંત્રના આરાધનમાં પોતાના અને વિશ્વના અસ્તિત્વને પણ જાણે વીસરી ગઈ હતી.

એના અંતરમાં કોઈ રોષ નહોતો, કોઈ રાગ નહોતો, કોઇના પ્રત્યે વેર નહોતું.

કોઈ પણ મંત્રનું આરાધન જો નિર્મળ ભાવે કરવામાં આવે તો મંત્રનો પ્રભાવ અવશ્ય પડવો શરૂ થાય છે.

રાત્રિનો પ્રથમ પ્રહર પૂર્ણ થઈ ગયો.

પ્રકૃતિનાં સત્ત્વશીલ બળો ખળભળી ઊઠયાં..

ગાઢ અંધકાર વચ્ચે પણ જાણે આખી પ્રકૃતિ કંપી ઊઠી હોય એવો આભાસ વૃદ્ધ તાપસને દેખાયો. તેણે સ્થિર નજરે કલાવતી સામે જોયું. પણ અંધકારમાં કશું સ્પષ્ટ જોઈ શકાતું નહોતું...માત્ર પર્ણકુટિરમાં એક નારી અચલ મૂર્તિ માફક બેઠી છે એટલું જ જણાતું હતું.

અને એકાએક કલાવતીની આખી કાયા ધ્રૂજી ઊઠી. એનાં કપાયેલાં કાંડાં પ્રકૃતિના સહયોગથી આવીને પુનઃ જોડાઈ ગયાં...

સતીત્વનો વિજય થઈ ગયો.

પ્રકૃતિ જાણે મુખરિત બની ગઈ.

રાજદુલારીના હૃદયમાં એક સ્પંદન જાગ્યું...જાણે કોઈના અગમ બોલ ઊભરાયા: 'મા ... મા ..મા.. . તારા સતીત્વના તેજને પ્રકૃતિ વંદના કરે છે...તું બેઠી થા. .તારા કપાયેલા હાથનાં કાંડાં પાછાં આવી ગયાં છે ..તારા બંને હાથ હતા એવા થઈ ગયા છે. મા, આંખો ખોલ...તારા ઉદરમાં રમતા બાળકને ઝુલાવવા માટે તારા હાથ નરવા બની ગયા છે. મા...જો ..જો. .જો.'

પ્રકૃતિનાં સત્ત્વશીલ બળોએ કરેલા સહાયથી કલાવતી આરાધનમાંથી મુક્ત બની...તેણે પોતાના બંને હાથ સામે નજર કરી...બંને કાંડાં જેવાં હતાં તેવાં જ શોભી રહ્યાં હતાં. તેણે પોતાની આંગળીઓ હલાવી.. અને મનથી તે હર્ષ પામી.. નવકારમંત્ર પર તેની શ્રદ્ધા અજોડ હતી.. પણ આજથી એ શ્રદ્ધા વજ્રરૂપી બની ગઈ. તેણે હર્ષભર્યો સ્વરે બૂમ મારી. 'બાપુ.'

'અહીં જ બેઠો છું..' વૃદ્ધ તાપસે કહ્યું

'બાપુ, આપની પ્રેરણાના બળે મારા બંને કાંડાં હતાં તેવાં થઈ ગયાં છે' ફરી તે ઊભી થઈ અને વૃદ્ધ તાપસ પાસે આવી તેના પગમાં પડી

વૃદ્ધ તાપસે કલાવતીના મસ્તક પર હાથ મૂકતાં કહ્યું: 'મા, આ ફળ મારી પ્રેરણાનું ન માનીશ..આ તો તારા સતીત્વનો પ્રભાવ છે'

વૃદ્ધ તાપસનાં નયનો સજળ બની ગયાં... પણ અંધકારમાં એનાં હર્ષાશ્રુઓ કોણ નિહાળે!

બરાબર આ સમયે રાજા શંખ અવિરામ પ્રવાસ કરતો કરતો નગરીથી માત્ર ચાર જ કોસ દૂર રહ્યો હતો

તેના મનમાં એક જ ચિંતા થતી હતી કે ક્યારે ભવનમાં જઉં અને મિત્રને બોલાવી ક્યારે આ અપરાધનું સંશોધન કરું?

પ્રિયતમાનાં બન્ને કંકણ તેણે પોતાના ઉત્તરીયમાં જ બાંધી રાખ્યાં હતાં. અને પ્રિયતમાનાં બંને કાંડાં તેની સામે જ એક સુવર્ણના થાળમાં પડ્યાં હતાં. તેના પર વસ્ત્ર ઢાંક્યું હતું

એનો રથ ક્યાંય વિસામો લીધા વગર ચાલી રહ્યો હતો..માત્ર માર્ગમાં એક સ્થળે અશ્વો બદલાવ્યા હતા.

અને રાજા શંખે નક્કી કર્યું હતું કે ભવનમાં પહોંચ્યા પછી પ્રિયતમાના બંને હાથનાં કાંડાં હૈયા પર રાખીને પ્રાયશ્ચિત્ત કરવું.

પણ એને એ ખબર નહોતી કે જે કાંડાંની તે પૂજા કરવા માગે છે, તે કાંડાં તો સતીત્વના પ્રભાવે અદૃશ્ય થઈ છે, જ્યાં હતાં ત્યાં પહોંચી ગયાં છે.

## પ્રકરણ ૨૧ મું

## પુત્રજન્મ

મધ્ય રાત્રિ પછી રાજા શંખ પોતાની રાજધાનીમાં પહોંચી ગયો.

આ રીતે મહારાજને એકાએક આવેલા જોઈને ભવનના માણસો ભારે આશ્ચર્યમાં પડી ગયા.

ભવનમાં દાખલ થતાં જ રાજા શંખે એક પરિચારકને કહ્યું :

'તું અત્યારે ને અત્યારે શ્રીદત્તને ઘેર જા અને તેને બોલાવી લાવ. રથ લઈને જજે.'

પરિચારક મસ્તક નમાવીને ચાલ્યો ગયો.

રાજા પોતાના ખંડમાં ગયો. ખંડ સાવ સૂનો, ખાવા ધાય તેવો જણાતો હતો. નારી વગરનું ભવન કદી પણ વિસામો આપી શકતું નથી. જે ભવનમાં કલાવતીના મીઠા હાસ્ય અવિરત રમતા હતા તે ભવનમાં આજ રાજા શંખના નિશ્વાસો ઘૂમતા હતા.

એક ભૃત્ય રથમાંથી ઢાંકેલો થાળ લઈને મહારાજના ખંડમાં પડેલી એક ત્રિપદી પર મૂકી ગયો.

એક વિરામાસન પર સર્વસ્વ ગુમાવીને હારેલા જુગારીની માફક બેઠેલા રાજા શંખે એ થાળ તરફ ઉદાસ દૃષ્ટિ કરી. તેને ઈચ્છા થઈ કે એક વાર પ્રિયતમાના બંને કાંડા ઉઠાવીને મારા મસ્તકે અડકાડું.

પણ એનું હૃદય એટલું હતાશ બની ગયું હતું કે ઊભા થઈને પોતાનો અપરાધ જોવા જેટલી એનામાં શક્તિ નહોતી રહી

દીપમાલિકાઓનાં ઝળહળતાં પ્રકાશ વચ્ચે પણ રાજા શંખના મનનો અંધકાર દૂર થતો નહોતો.

મનનો અંધકાર કદી પણ બહારના પ્રકાશથી દૂર થઈ શકતો નથી.

એક પરિચારિકાએ આવીને નમસ્કાર કરતાં કહ્યું: 'મહારાજ, શયનગૃહમાં પધારો..'

'હું અહીં બેઠો છું. તમે બધાં આરામ કરો...કોઈને જાગવાની જરૂર નથી.'

પરિચારિકા ચાલી ગઈ.

સમગ્ર ભવનના માણસોને એક આશ્ચર્ય થતું હતું કે મહાદેવી કેમ નથી પધાર્યાં? શું એમનો રથ પાછળ રહી ગયો હશે? શું એમના આગમનની પ્રતીક્ષા કરતા મહારાજ બેઠા હશે?

પણ આ સવાલનો જવાબ કોની પાસેથી મેળવવો?

એકાદ ઘટિકા પછી શ્રીદત્તને લઈને આવેલો રથ ભવનમાં દાખલ થયો. શ્રીદત્ત સીધો રથમાંથી ઊતરીને એક પરિચારિકા સાથે મહારાજના બેઠકખંડમાં ગયો.

રાજા શંખ આંખો બંધ કરીને વિચારમગ્ન હૈયે બેઠો હતો શ્રીદત્તે ખંડમાં પ્રવેશ કરતાં જ કહ્યું: 'કેમ મહારાજ, કુશળ છો ને?'

'ઓહ!' કહીને શંખ ઊભો થઈ ગયો. શ્રીદત્ત તેના ચહેરા સામે જોઈને ચમકી ઊઠ્યો. આવી ઉદાસીનતા, આવી નિરાશા, આટલી નબળાઈ મહારાજાના ચહેરા પર કોઈ દિવસ દેખાણી નથી. આ શું થઈ ગયું? તે બોલ્યો: 'મહારાજ, વનવિહારમાં શું જ્વરગ્રસ્ત બની ગયા હતા?'

'શ્રીદત્ત..' શંખ વધુ ન બોલી શક્યો. એની આંખો સજળ થઈ ગઈ.

પરિચારિકા ખંડ બહાર નીકળી ગઈ હતી

શ્રીદત્તે પૂછ્યું: 'મહાદેવી તો કુશળ છે ને?'

'શ્રીદત્ત મિત્ર, મારા હાથે ભયંકર અન્યાય થઈ ગયો છે. મારે શું કરવું તે મને સૂઝતું નથી.'

શ્રીદત્ત કશું સમજી શક્યો નહિ. તેણે એક આસન પર મહારાજને બેસાડી બાજુમાં બેઠક લેતાં કહ્યું : 'મહાદેવી શયનગૃહમાં છે ?'

'ના.'

'ત્યારે ?'

'સામે પડેલો થાળ જો.' રાજા શંખે કહ્યું.

આશ્ચર્ય વચ્ચે શ્રીદત્ત ઊભો થયો અને થાળ પાસે ગયો. બે પળ થાળ સામે સ્થિર નજરે જોઈ રહ્યો. ત્યાર પછી ઉપરનું કૌશેય ઊઠાવી લીધું. થાળ સાવ ખાલી હતો

શ્રીદત્તે કહ્યું. 'મહારાજ, આમાં તો કશું નથી.'

'હું ? મારી પ્રિયતમાના બને કાડાં તેમાં હતા.' કહી શંખ ઊભો થયો અને થાળ પાસે ગયો.

શ્રીદત્તે કહ્યું : 'મહાદેવીના બને કાંડાં એટલે શું ? મહારાજ, હું હજી કશું સમજી શક્યો નથી.'

શંખે કહ્યું 'શ્રીદત્ત, તું મારી સાથે આવ...આપણે રથમાં તપાસ કરીએ..'

શંખ આટલું કહીને ખંડ બહાર નીકળ્યો શ્રીદત્ત પાછળ ગયો.

જે રથમાં પોતે આવ્યો હતો તે રથ તો રથશાળામાં મુકાઈ ગયો હતો. બંને રથશાળામાં ગયા..ખૂબ તપાસ કરી પણ કલાવતીનાં બને કાંડાં ક્યાયથી મળ્યાં નહિ.

હતાશ હૃદયે શંખ પાછો પોતાના ખંડમાં આવ્યો અને રડતા હૃદયે તેણે પોતાના અપરાધની સમગ્ર કહાણી મિત્રને કહી સંભળાવી.

આખી વાત કહ્યા પછી શંખે લાગણીભર્યા સ્વરે કહ્યું : 'શ્રીદત્ત, આ ભયંકર અપરાધનું પ્રાયશ્ચિત્ત મારે કરવું જ પડશે..અને સ્વહસ્તે મૃત્યુને ભેટવા સિવાય આ અપરાધનું બીજું કોઈ પ્રાયશ્ચિત્ત મને રુચતું નથી.'

શ્રીદત્તે કહ્યું: 'મિત્ર, વાસ્તવિક રીતે તો આ ઘટના પાછળ કર્મનો પ્રભાવ પડયો છે. પરંતુ વ્યાવહારિક દષ્ટિએ વિચારીએ તો તમારા અધૈર્યનું આ પરિણામ આવ્યું છે. અધૈર્યનું આવું દુષ્પરિણામ એક વાર નજરે જોયા પછી માનવી શું ફરી વાર ધૈર્ય ગુમાવે? તમે જે પ્રાયશ્ચિત્ત અર્થે મૃત્યુનો વિચાર કરો છો, તે તમારા મનની અધીરતા છે આ અપરાધનું કોઈ પણ પ્રાયશ્ચિત્ત કરતા પહેલાં એક વાર આપણે સમગ્ર વનને ખોળવું જોઈએ, મહિનાઓ જાય તો પણ તપાસ કરવી જોઈએ.. સંભવ છે કે મહાદેવી બચી ગયા હોય .. વળી, મહાદેવી પૂરા મહિને છે... પ્રસુત આવે.. બાળક જન્મે...શું બને તે કલ્પનાથી નક્કી કરવા કરતા તેની તપાસ કરવી જોઈએ, અને જો મહાદેવી મળી જાય તો વિશુદ્ધ પ્રાયશ્ચિત્તનો સાચો માર્ગ પણ મળી જાય... તમારા અપરાધની તમે ક્ષમા માગશો એટલે અપરાધનો બોજો આપોઆપ ઊતરી જશે.'

રાજા શંખને શ્રીદત્તની વાતમાં કંઈક તથ્ય જણાયું. અને વળતે જ દિવસે વિશ્વાસુ માણસો, પેલા સારથિ વગેરેને લઈને તપાસ કરવા જવા બંનેએ નક્કી કર્યું.

અને બીજે દિવસે મધ્યાહ્ન પછી બંને મિત્રો મહાદેવીને શોધવા નીકળી પડયા.

અહીં આશ્રમમાં બીજે દિવસે વહેલી સવારે રાજદુલારી કલાવતીએ રત્ન જેવા રૂપવાન અને નીરોગી પુત્રને જન્મ આપ્યો.

વૃદ્ધ તાપસે પ્રસૂતાની સંભાળ રાખવા માંડી.

કમનસીબી હતી કે આશ્રમમાં વૃદ્ધ તાપસ સિવાય કોઈ પુરુષ નહોતો, તેમ કોઈ સ્ત્રી નહોતી. છતાં વૃદ્ધ તાપસે ત્રણેક કોસ દૂરની એક નાની વનપલ્લીમાં જઈને એક વૃદ્ધ બાઈને ઘણી સમજાવટ પછી હાજર કરી હતી.

આથી કલાવતીને પણ ઘણો સંતોષ થયો.

(૨૦)

## પ્રકરણ ૨૨ મું

## શોધ

જુદાં જુદાં વનોમાં રાજા શંખે આશા–નિરાશાના ઝૂલે ચડીને એક મહિના પર્યંત અવિરત શોધખોળ કરી, પરંતુ ક્યાંયથી મહાદેવી-ના કશા વાવડ ન મળ્યા.

શ્રીદત્ત જો હિંમત ન આપતો હોત અને આશ્વાસન તથા પ્રેરણારૂપી અમૃત ન પાયા કરતો હોત તો રાજા શંખ ક્યારનો નિરાશાના અંધકારમાં પોતાના જીવનને રઝળતું મૂકી દેત.

શ્રીદત્ત એક જ વાત કહેતો: 'મહારાજ, જ્યાં સુધી મહાદેવીના કોઈ અવશેષ ન મળે ત્યાં સુધી તેઓ જીવિત છે એમ જ માનવું જોઈએ. આશાનો દોર મૂકી દેવાથી ઘણી વાર હાથપડેલી સિદ્ધિ નષ્ટ થઈ જાય છે.'

શ્રીદત્તની આવી પ્રેરણા વડે જ રાજા શંખે ઘોર નિરાશા વચ્ચે રહીને પણ આશાનો દોર પકડી રાખ્યો હતો.

અને બીજા દસ દિવસ પછી સારથિ આકસ્મિક રીતે એ જ વનમાં બધાને લઈને આવી ચડ્યો.

અને એનાં નયન ચમકી ઊઠ્યાં...એ જ વન...એ જ વૃક્ષઘટા... એ જ નદી ..એ જ પથ્થર.. એ જ સુંદર સ્થળ! તે એકદમ બોલી ઊઠ્યો: 'મહારાજ! આજ સવા મહિના પછી શ્રમ સફળ થયો!'

'કેમ સારથિ, શું બન્યું?'

'જે સ્થળે મહાદેવીને હું લાવ્યો હતો તે સ્થળ એકાએક મળી ગયું છે.'

'ક્યાં?'

'આપ નીચે પધારો...હું બતાવું.' કહી સારથિ રથ ઊભો રાખીને નીચે ઊતરી ગયો.

ત્યાર પછી શ્રીદત્ત અને શંખ સારથિ સાથે નદી કિનારે ગયા. સારથિએ પથ્થર દેખાડીને કહ્યું: 'કૃપાવતાર, આ પથ્થર પર મેં મે મહાસતીના બને હાથ રાખીને કાંડાં કાપી લીધાં હતાં...'

રાજા શંખ પાગલ માફક એ પથ્થર પાસે જઈને વળગી પડયો અને ગળગળા સ્વરે તથા રડતા હૃદયે બોલી ઊઠયો: 'પ્રિયે...તું અહીંથી ક્યાં ગઈ હશે? તારા આ નિર્દય સ્વામીને ક્ષમા માગવાનો કાંઈ અધિકાર નથી રહ્યો...પણ...'

બોલતાં બોલતાં રાજા શંખ એકદમ રડી પડયો. શ્રીદત્તે મિત્રને પેઠો કરતા કહ્યું: 'મહારાજ, ખરી હિંમત તો હવે જ સાચવવાની છે. આપણે આ સ્થળે જ પડાવ નાખીએ અને આસપાસ તપાસ કરીએ.'

રાજા શંખ થોડી વાર પછી સ્વસ્થ થયો અને શ્રીદત્તે ત્યાં જ પડાવ નાખવાની આજ્ઞા કરી.

તરત જ પાલ નખાવા શરૂ થઈ ગયા.

પડાવ નાખતા સાંજ પડી ગઈ એટલે બીજે દિવસે સવારે તપાસ માટે નીકળવાનું નક્કી થયું,

વૃદ્ધ તાપસ છેલ્લા સવા મહિનાથી આ સ્થળે સ્નાનાર્થે આવી શકતો નહોતો. કારણ કે કલાવતીને છોડીને જવાનું તેને મન થતું નહોતું. પણ ત્રણ દિવસ પહેલાં જ કલાવતી સવા મહિનાનું સ્નાન નાહીને વિશુદ્ધ બની ગઈ હતી. તેનો જીવ પણ સુંદર બાળકમાં પરોવાઈ ગયો હતો... આજ વૃદ્ધ દાયણ ઘેર જવાની હતી, એટલે વૃદ્ધ

તાપસ પરોઢિયે પોતાના આશ્રમમાંથી નીકળીને નદીકિનારે સ્નાનાર્થે આવ્યો હતો.

આખી રાત વિચારો કરી કરીને રાજા શંખ છેક પાછલી રાતે નિદ્રાધીન થયો હતો...પરંતુ શ્રીદત્ત વહેલો જાગી ગયો હતો.

તેના કાન પર નદી કિનારેથી કોઈના મંત્રસ્વર પડ્યા અને તે બહાર નીકળ્યો.

ઉષાના અજવાળા પથરાવાં શરૂ થયાં હતાં. શ્રીદત્તે જોયું, નદી કિનારે એક વૃદ્ધ તાપસ સ્નાન કરી રહેલ છે અને સ્નાન કરતાં કરતાં મંત્રોચ્ચાર કરી રહેલ છે.

શ્રીદત્તના મનમાં થયું, અહીં નહાવા માટે જે આવેલ છે, તે આ વનમાં જ ક્યાંક રહેતા હશે. એને પૂછવાથી કદાચ કંઈક સમાચાર મળી શકે.

આવો વિચાર કરીને શ્રીદત્ત વૃદ્ધ તાપસ પાસે ગયો. એ પહોંચ્યો ત્યારે વૃદ્ધ તાપસ નદીના નિર્મળ જળમાંથી બહાર નીકળી પોતાના વસ્ત્રો બદલાવી રહ્યો હતો.

શ્રીદત્તે નજીક જઈ નમસ્કાર કરતાં કહ્યું : 'મહાત્મન્ ! નમસ્કાર !'

'કલ્યાણમસ્તુ' કહીને વૃદ્ધ તાપસે શ્રીદત્ત સામે જોયું... અને ત્યાર પછી તેની નજર થોડે દૂર પડેલા પડાવ પર ગઈ.

'મહાત્મન્ ! આપ આ વનમાં જ રહેતા હો એમ લાગે છે.'

'હા વત્સ, થોડે દૂર મારો આશ્રમ છે... આપ ક્યાંથી આવો છો ?'

'મહાત્મન્ ! અમારી કહાણી ભારે કરુણ છે...જો આપ મને એક માહિતી આપો તો...'

'સંકોચ વગર પૂછી શકે છે, ભાઈ !'

'લગભગ દોઢ બે માસ થયા હશે, આ સ્થળે.... આ પથ્થર પર એક રાજરાણીના બંને કાંડાં કાપવામાં આવ્યાં હતાં...'

શ્રીદત્ત વાક્ય પૂરું કરે તે પહેલાં જ વૃદ્ધ તાપસે કહ્યું: 'હા વત્સ, ...એ મહાસતીનું નામ કલાવતી છે ને?'

'હા મહારાજ, આપ કલાવતીને ઓળખો છો?'

'હા વત્સ, પરંતુ આ માહિતી જાણવાની તને શી જરૂર પડી?'

'મહાત્મન્! હું એમના સ્વામી મહારાજા શંખનો મિત્ર છું, અને વહેમને વશ થઈને રાજાએ અવિચારી આજ્ઞા કરી નાખી હતી. ત્યાર પછી એના પસ્તાવાનો પાર નથી. આજ અમે સવા મહિનાથી વનેવન ઢૂંઢી રહ્યા છીએ.. મુશ્કેલી તો એ વાતની છે કે રાજા શંખ જો પોતાની પ્રિયતમાને શોધી નહિ શકે તો ઝૂરી ઝૂરીને મૃત્યુ પામશે. આપ જો કૃપા કરીને મહાદેવીની માહિતી આપો તો...'

વૃદ્ધ તાપસે પ્રસન્ન ભાવે કહ્યું: 'આપ મારી સાથે ચાલો...હું રસ્તામા આપને સઘળી વાત કહીશ.'

શ્રીદત્ત તરત વૃદ્ધ તાપસ સાથે રવાના થયો થોડે દૂર ગયા પછી વૃદ્ધ તાપસે કહ્યું: 'આ નદીના કિનારે મેં મહાદેવીને મૂર્છિત અવસ્થામાં જોયાં હતા અને ત્યાર પછી હું એમને મારા આશ્રમમાં લઈ ગયો હતો મહાદેવી સગર્ભા હતાં...પરંતુ કપાયેલા હાથ વડે તેઓ પોતાના બાળકનો ઉછેર કેવી રીતે કરી શકે, એ ભયના કારણે તેઓએ મૃત્યુના ખોળે જવું, એવી ઇચ્છા પ્રગટ કરી...'

'મહાત્મન ..પછી શું થયું?'

'મેં મારી એ ધર્મકન્યાને સમજાવી...સંસારમા આવી રીતે સામાન્ય માનવીઓ મરણને શરણ થાય; પણ વિશેષતાવાળા માનવો આવું મરણ કદી ન ઇચ્છે. કલાવતી તો સતી હતી...એણે પ્રકૃતિ સામે સગ્રામ ઊભો કર્યો, પોતાના નિર્મળ સતીત્વને કસોટીએ ચડાવ્યું અને સતીત્વનો તાપ પ્રકૃતિ ઝીલી શકી નહિ...કલાવતીના બંને કાંડાં પ્રાપ્ત થઈ ગયાં...'

'મહાત્મન!'

'હું સત્ય કહું છું...વત્સ, સંસારની તમામ શક્તિ કરતાં સતીત્વની શક્તિ અજોડ છે. ઈંદ્રને પણ એક વાર ધરતી પર પછાડવો હોય, સૂર્યને પોતાના હાથમાં લેવો હોય કે વાયુને સ્થિર બનાવવો હોય...તો પણ આર્યાવર્તની સતી નારી એ બધું કરી શકે છે. કલાવતીનાં ચરણોમા પ્રકૃતિ ઝૂકી ગઈ અને ભગવાનની અપાર કૃપાથી કલાવતીના ઉછરંગમાં એક તેજસ્વી પુત્રરત્ન પ્રાપ્ત થયુ.'

'શું, પુત્રજન્મ થયો?' હર્ષથી શ્રીદત્તનાં નયનો સજળ બની ગયાં હતાં.

'હા વત્સ, પુત્ર અતિ તેજસ્વી, રૂપવાન અને સ્વસ્થ છે. સવા મહિના ઉપરનું બાળક છે, પરંતુ નજરે જોવાથી એમ જ લાગે કે બાળક છ માસનું છે.'

'મહાદેવી અને બાળકના કુશળ સમાચારથી મને ઘણો જ હર્ષ થયો...જો આપ આજ્ઞા કરો અને મારી સાથે પાછા ફરો તો પત્નીના દર્શન માટે ઝંખી રહેલા મારા મિત્રને સાથે લઈ લઉં.' શ્રીદત્તે વિનયભર્યા સ્વરે કહ્યું.

વૃદ્ધ તાપસે કહ્યુ: 'વત્સ, મારી પુત્રી શું ઇચ્છે છે, એ જાણ્યા વગર તને આ અંગે કશું કહી શકું નહિ. તું મારી સાથે આવ... મહાદેવીને મળી લે, બાળકને જોઈ લે ..! મહાદેવી તો સતી છે. પોતાના સ્વામીનો કોઈ દોષ એણે મનમાં રાખ્યો પણ નથી...છતાં તે શું ઇચ્છે છે, તે જાણવું જોઈએ.'

'ભલે...હું આપની સાથે આવું છું.' શ્રીદત્તે કહ્યું.

થોડી વાર પછી બંને આશ્રમમાં પહોંચી ગયા...

એક કુટિરના પ્રાંગણમા જ કલાવતી પોતાના બાળકને ખોળામાં લઈને બેઠી હતી અને વૃદ્ધ દાયણ સાથે વાતો કરતી હતી.

કલાવતીનું ધ્યાન આ તરફ હતું નહિ, પણ શ્રીદત્ત જોઈ શક્યો કે મહાદેવી ખૂબ જ પ્રસન્ન છે...અને તેનાં બંને કાંડાં હતાં તેવા જ છે...

વૃદ્ધ તાપસે નજીક આવતાં કહ્યું: 'પુત્રી, આમ તો જો...આ અતિથિને ઓળખે છે?'

કલાવતીએ શ્રીદત્ત સામે નજર કરી. નજર કરતા જ તે પ્રસન્ન વદને બોલી ઊઠી: 'ઓહ્ શ્રીદત્તભાઈ! તમે આ વનમાં ક્યાંથી?'

શ્રીદત્ત નજીક આવ્યો. નમસ્કાર કરીને બોલ્યો: 'મહાદેવી! છેલ્લા ચાલીસ દિવસથી હું ને મહારાજ આપને શોધી રહ્યા છીએ...આજ અમારાં ભાગ્ય ખૂલી ગયાં અને આપને જોઈ શક્યા...'

કલાવતીએ શાંત સ્વરે કહ્યું: 'મહારાજ કુશળ છે?'

'એ તો આપ એમને જોશો એટલે ખબર પડશે...એમના હાથે થઈ ગયેલા અપરાધ પછી શરીરને ચિંતાએ સાવ નિર્બળ બનાવી દીધું છે..દિવસ અને રાત તેઓ કેવળ આપનું જ ચિંતન કર્યા કરે છે; જો આપ ન મળી શક્યાં હોત તો તેઓ કદી પણ રાજધાનીમાં પાછા જાત નહિ, અને...'

વચ્ચે જ કલાવતીએ કહ્યું: 'ભાઈ, મહારાજના હાથે કશો અપરાધ નથી થયો...કર્મનું પરિણામ પ્રાણીમાત્રને ભોગવવું પડે છે... અને જ્ઞાની માણસો આવા પરિણામમાંથી જ કંઈક પામી શકે છે, મહારાજને તમે કહેજો કે મારી કોઈ ચિંતા ન કરે..હું એક વૃદ્ધ પિતાની છાયામાં સુખ અનુભવી રહી છું...'

'મહાદેવી, એટલે શું આપ મહારાજ પાસે નથી આવવા ઇચ્છતાં? આપના અંતરમાં હજી પણ...'

આછા હાસ્ય સહિત પ્રસન્ન ભાવે કલાવતીએ કહ્યું: 'ભાઈ, મારા અંતરમાં કોઈ પ્રકારનો રોષ નથી, દર્દ નથી, કે એમના પ્રત્યે રંજ નથી. જે કંઈ બન્યું છે તે કેવળ મારા જ કોઈ કર્મનું ફળ છે. અને એ ફળ પરથી જ હું સમજી શકી છું કે સંસારનાં સુખોમાં કેવળ સુખનો આભાસ જ હોય છે...સાચું સુખ અંશમાત્ર હોતું નથી. ફરી વાર સુખાભાસમાં પડવા કરતાં આ વન શું ખોટું છે?'

શ્રીદત્ત બોલ્યો : 'મહાદેવી, જો આપ આ રીતે પણ મારા મિત્રનો ત્યાગ કરશો અને પુન. રાજભવનમાં નહિ પધારો તો હું ખાતરીપૂર્વક કહું છું કે મારો મિત્ર ચિતા ખડકાવીને બળી મરશે, આવો સંકલ્પ તેણે મને કહ્યો હતો...તે કહે છે કે મારા હાથે થયેલા પાપનું પ્રાયશ્ચિત્ત આ સિવાય અન્ય કંઇ ન હોઈ શકે. મેં એને મહામહેનતે સમજાવેલ છે વળી, આપના સતીત્વનો આ પ્રભાવ પણ તપસ્વીએ મને કહ્યો છે. મહાદેવી, આર્ય સન્નારીના સતીત્વનો પ્રભાવ માત્ર આ વનમાં જ રહે એ પૂરતું નથી, આ પ્રભાવ તો લોકદષ્ટિએ ચડવો જોઇએ ભારતની નારીઓને આ પ્રભાવથી યુગયુગ સુધી શિયળના રક્ષણનું બળ મળતું રહેશે બહેન, હું હમણાં જ મારા મિત્ર પાસે જઉં છું અને તેને લઈને અહીં આવું છું.'

તરત જ કલાવતી બોલી ઊઠી : 'ભાઈ, તમારે એમને બોલાવવા જવાની કોઈ જરૂર નથી. હું જ તમારી સાથે આવીશ.'

વૃદ્ધ તાપસ બોલી પડયો : 'મા, તને ધન્ય છે. જે નારી પોતાના સ્વામીના દોષને પણ અમૃત માનીને પચાવી જાય છે તે જ નારી જગતની પૂજા પામી શકે છે.' ત્યાર પછી તેણે શ્રીદત્ત સામે જોઈને કહ્યું; 'વત્સ, તું મારો અતિથિ છે...થોડો આહાર કરી લે તે દરમ્યાન મારી ધર્મકન્યા તારી સાથે આવવા તૈયાર થઈ જશે.'

એમ જ થયું.

એક પ્રહર પછી શ્રીદત્ત, મહાદેવી કલાવતી, તેનો પુત્ર અને વૃદ્ધ તાપસ પડાવ તરફ જવા વિદાય થયાં.

દાયણ પણ થોડો જે સરસામાન હતો તે માથે ઉપાડીને પાછળ પાછળ ચાલવા માંડી.

## પ્રકરણ ૨૩ મું

## રત્ન મળ્યું

અહીં પડાવમાં રાજા શંખ જ્યારે જાગૃત થયો ત્યારે સૂર્યોદય થઈ ગયો હતો.

જાગીને તરત તેણે એક પરિચારકને આજ્ઞા કરી: 'શ્રીદત્તને અહીં લઈ આવ'

પરિચારક નમસ્કાર કરીને વિદાય થયો. થોડી વાર પછી તે પાછો આવ્યો અને બોલ્યો: 'કૃપાવનાર, શ્રીદત્ત શ્રેષ્ઠી વહેલી સવારે ક્યાંક બહાર ગયા છે, હજી સુધી પાછા નથી આવ્યા'

શ્રીદત્ત ક્યાં ગયો હશે?

રાજા શંખ શિબિરમાંથી બહાર નીકળ્યો અને તપાસ કરવા માંડી રક્ષકો પાસેથી તે માત્ર એટલું જ જાણી શક્યો કે શ્રેષ્ઠી શ્રીદત્ત વહેલી સવારે નદી તરફ ગયા હતા. ત્યાર પછી તેઓ પાછા આવ્યા નથી.

વૃદ્ધ તાપસ સાથે શ્રીદત્ત વનમાં ગયો છે, એ કોઈની નજરે ચડ્યું નહોતું

રાજા મૂંઝાયો. તેણે આસપાસ તપાસ કરવા માંડી. માણસો દોડાવ્યા, પણ ક્યાંથી પત્તો ખાય?

રાજાના મનમાં થયું, શ્રીદત્ત થાકીને ચાલ્યો ગયો લાગે છે. અથવા કોઈ વનચરના હાથમાં સપડાઈ ગયો લાગે છે. હવે કોઈ રીતે મહાદેવીને શોધી શકાશે નહિ.

રાજાના મનમાં બીજો વિચાર એ પણ આવ્યો કે મહાદેવીના એવા કોઈ અવશેષો શ્રીદત્તને મળ્યા હોય કે જે પરથી એમ કલ્પી શકાય કે મહાદેવીની હસ્તી હવે રહી નથી. આથી મિત્રને દુઃખ ન થાય એટલા ખાતર તે કોઈને કશું કહ્યા વગર ચાલ્યો ગયો હોય.

આમ, અનેક વિચારોની જ્વાળામાં સિઝાતો રાજા શંખ એક પ્રહર પર્યંત ધૈર્ય રાખી શક્યો. ત્યાર પછી તેણે સારથિને બોલાવીને આજ્ઞા કરીઃ 'સારથિ, જે પથ્થર પર તેં મહાદેવીના બંને હાથ કાપ્યા હતા, તે પથ્થર પાસે જ એક ચિતા ખડકાવવી શરૂ કરી દે.'

'પરંતુ મહારાજ...'

'હું મારી આજ્ઞાનું પાલન ઇચ્છું છું.'

સારથિ અવાક્ થઈ ગયો. બે પળ પછી બોલ્યોઃ 'મહારાજ, શ્રેષ્ઠીવર્યને આવવા દો.. સંભવ છે કે તેઓને કોઈ સૂત્ર મળ્યું હોય ને એકલા તપાસ કરવા ગયા હોય'

'ભાઈ, એવું કોઈ સૂત્ર મળવાનો સંભવ છે નહિ...મને લાગે છે કે શ્રીદત્તને એવું જ કોઈ સૂત્ર મળ્યું હોવું જોઈએ, કે જે પરથી મહાદેવી આ સંસારમાં નથી રહ્યાં એવી તેને ખાતરી થઈ હોય અને મને દુઃખ ન થાય એટલા ખાતર તે ચાલ્યો ગયો હોય. તુ મારી આજ્ઞાનું પાલન કર...કૃપા કરીને પાલન કર...હવે હું એક પળ માટે પણ આ સંસારમાં જીવવા લાયક રહ્યો નથી.'

સારથિ ધડકતા હૈયે નમસ્કાર કરીને બહાર આવ્યો અને ચાર છ સૈનિકો સાથે રાખી સૂકાં લાકડાં એકત્ર કરવા લાગ્યો.

આ તરફ ચિતા રચાવા માંડી અને પેલી તરફથી વૃદ્ધ તાપસ સાથે બધાં આ તરફ આવવા માંડ્યાં.

અહીં ચિતા તૈયાર થઈ ગઈ,

સૂર્ય મધ્યાકાશમાં આવ્યો. રાજા પોતાના જીવનનો અંત આણવા ખાતર મનમા નવકારમંત્રનું સ્મરણ કરીને નદીએ નાહવા ગયો.

બધા સેવકો ને માણુસો બળતા હૈયે ચિતા પાસે એકત્ર થઈ ગયા.

પોતે કરેલા મહાન અપરાધના પ્રાયશ્ચિત્ત નિમિત્તે સદેહે સળગી મરવા ઇચ્છતો રાજા શંખ નાહીને ચિતા પાસે આવ્યો અને પોતાના સર્વ માણસોને ઉદ્દેશીને કંઈક કહેવા જાય તે પહેલાં જ વનમાંથી નીકળતી દૂરની પગદંડી પર સારથિની નજર પડી અને તે હર્ષ-ભર્યા સ્વરે બોલી ઊઠયો: 'મહારાજ, આ તરફ નજર કરો...શ્રીદત્ત-ભાઈ અને ..'

સારથિ બહુ બોલી શકયો નહિ. હર્ષાવેશના કારણે એના શબ્દો રૂંધાઈ ગયા.

રાજાએ પગદંડી તરફ નજર કરી...સૌથી આગળ શ્રીદત્ત હતો ...તેની પાછળ વૃધ્ધ તાપસ હતો અને તેની પાછળ...

રાજા ચમકયો ..

પ્રિયતમા હાથમાં ગુલાબના ફૂલ જેવા બાળક સાથે આવી રહી છે આ સત્ય છે કે સ્વપ્ન છે? શું આ મારો માનસિક ભ્રમ તો નથી ને?

ત્યાં તો શ્રીદત્તે દૂરથી બૂમ મારી: 'મહારાજ...મહાદેવી મળી ગયાં છે .એમના સતીત્વનો પ્રભાવ સંસાર જોઈ શકે એવી રીતે એમનાં બંને કાંડાં હતાં એવાં બની ગયાં છે...'

રાજા શંખ તો અભિભૂત બનીને એ દિશા તરફ જોઈ જ રહ્યો હતો.

શ્રીદત્ત દોડતો નજીક આવ્યો અને ખડકાયેલી ચિતા જોઈને એકદમ બોલી ઊઠયો: 'મહારાજ, આ શું ?'

પણ મહારાજ શંખનું ધ્યાન શાંત ભાવે પ્રસન્નતાથી આવી રહેલી પ્રિયતમા તરફ હતું.

સારથિએ કહ્યું: 'આપ એકાએક ચાલ્યા ગયા અને તપાસ કરતાં યે આપના કશા વાવડ ન મળ્યા એટલે મહારાજ ચિતામાં પડવાની તૈયારી કરી રહ્યા હતા'

શ્રીદત્તે મહારાજ સામે જોયું અને કહ્યું : 'મહારાજ, આવું ગાંડપણ ..'

પરંતુ રાજા શંખ એ વખતે આવી રહેલ પ્રિયતમા સામે દોડતો જઈ રહ્યો હતો.

શ્રીદત્ત એ તરફ સ્થિર નજરે જોવા લાગ્યો.

રાજા શંખ ઉતાવળથી દોડતો પોતાની પત્ની પાસે પહોંચી ગયો અને એકદમ બે હાથ જોડી બોલી ઊઠયો : 'દેવી, ક્ષમા માગવા જેટલો યે હું અધિકાર નથી રાખી શકયો ..છતા ..'

પણ એના શબ્દો આંસુઓના વેગ વચ્ચે વેરાઇ ગયા.

કલાવતીએ સ્વામીના બંને હાથ પોતાના એક હાથ વડે પકડી લઈ કહ્યું : 'સ્વામી, મને અપરાધિની ન બનાવો...આપનો કોઈ દોષ નથી. કર્મરાજાની વિચિત્ર ગતિનું જ આ પરિણામ છે...આપની આ પ્રતિકૃતિને નિહાળો...એનું હાસ્ય કેટલું નિર્મળ છે !'

રાજા શંખે પત્ની પાસેથી બાળકને લઈ લીધું અને વહાલથી તેને હૈયા સરસું રાખી તેના ગાલ પર, કપાળ પર અને મસ્તક પર ચુંબનો લેવા માંડયા.

વૃદ્ધ તાપસે કહ્યુ, 'રાજન, દેવતાઓને પણ અપ્રાપ્ય હોય એવું નારીરત્ન આપને મળ્યું છે. સંસારમાં બધું મળવું સુલભ છે ..પરંતુ રત્નો મળવાં દુર્લભ છે...અને પુણ્યયોગે રત્ન મળે તો તેને સાચવીને રાખવું એ ખૂબ જ કઠણ કામ છે. રાજન, આ દેવદુર્લભ રત્નને સાચવી રાખજો'

રાજાએ પત્નીના હાથમાં બાળક મૂકીને વૃદ્ધ તાપસના ચરણમા મસ્તક નમાવ્યું.

વૃદ્ધ તાપસે આશીર્વાદ આપ્યા. ત્યાર પછી કલાવતી સામે જોઇને કહ્યું : પુત્રી, 'હંમેશાં ધર્મમા સ્થિર રહેજે... તારા ઇષ્ટદેવને કદી ભૂલીશ નહિ'

કલાવતી વૃધ્ધ તાપસના ચરણમાં બાળક સાથે નમી પડી અને બોલી: 'બાપુ, આપ અમારી સાથે પધારવાની કૃપા કરો.'

'મા, હું તો વનવાસી છું... વનવાસ એ જ મારી મર્યાદા છે જે વસ્તુ છોડી તે વસ્તુ તરફ ન આવી શકાય...ભગવાન તારી રક્ષા કરશે... મારા આશીર્વાદ સદાય તારી સાથે રહેશે.' વૃધ્ધ તાપસે ભાવભર્યા સ્વરે કહ્યું

ત્યાં તો શ્રીદત્ત, સારથિ અને અન્ય માણસો આવી પહોંચ્યા.

રાજાએ વૃધ્ધ તાપસને કહ્યું: 'મહાત્મન્! આપે મારા રત્નને બચાવીને મારા પર મહાન ઉપકાર કર્યો છે...આપ મારા પડાવમાં પધારો અને આપના જ્ઞાનનો લાભ આપો.

વૃદ્ધ તાપસે રાજાની વિનંતિ સ્વીકારી.

સહુ પડાવ તરફ ગયાં.

પડાવમાં પહોંચ્યા પછી રાજાએ વૃદ્ધ તાપસને પોતાની શિબિરમાં એક આસન પર બેસાડયા.

રાજાના આગ્રહથી વૃદ્ધ તાપસે કલાવતી પોતાને કેવી રીતે આ નદીકિનારે મળી અને તેના હાથ પાછા કેવી રીતે આવ્યા, તેમ જ પ્રસૂતિથી માંડીને આજ સુધીની વાત કહી સંભળાવી.

રાજાએ વૃદ્ધ તાપસને અને દાયણને સંધ્યા સુધી રોકી રાખ્યાં.

બંનેને વિદાય આપતી વખતે રાજા શંખે વૃદ્ધ તાપસને સુવર્ણ ને રત્નના અલંકારો આપવા માંડયા, પણ વૃદ્ધ તાપસે નમીને કહ્યું: 'રાજન્! આ બધો એક પ્રકારનો બોજો છે.. સંસારીઓને એ બોજો ગમે છે...અમારું સોનું અને અમારા અલંકાર ભગવાનની ભક્તિ સિવાય બીજું કંઈ ન હોઈ શકે.'

વૃદ્ધ તાપસે કશું ન સ્વીકાર્યું.

રાજાએ દાયણને ખૂબ જ ધન આપ્યું.

અને રાજા, શ્રીદત્ત તથા સારથિ ત્રણેય આ બંનેને વોળાવવા માટે તેમની સાથે વનપ્રદેશમાં ગયા.

## પ્રકરણ ૨૪ મું

## પ્રતિજ્ઞા

રાજા શંખ, શ્રીદત્ત અને સારથિ જ્યારે વૃદ્ધ તાપસને વેળાવીને પડાવમા પાછા આવ્યા, ત્યારે રાત્રિનો પ્રથમ પ્રહર પૂર્ણ થવા આવ્યો હતો અને પડાવની આસપાસ મશાલો સળગી રહી હતી.

રાજા શંખ પોતાની શિબિરમાં ગયો. જાણે વર્ષોના વિયોગ પછી પ્રિય વસ્તુનું મિલન થતું હોય એટલો આનંદ એના અંતરમાં ઊછળી રહ્યો હતો.

વનમાં જન્મેલું બાળક નિદ્રાધીન બની ગયું હતું. અને કલાવતી સ્વામીની રાહ જોતી બેઠી હતી.

શિબિરમાં એક દીપમાલિકા પ્રગટાવી હતી...

રાજા શંખ દીપમાલિકાના પ્રકાશમાં જોઈ શક્યો કે ગંગા કરતાં યે પવિત્ર પ્રિયતમા અંતરમાં કોઈ પ્રકારનો રોષ રાખ્યા વગર પોતાના બાળક પાસે બેઠી છે.

સ્વામીને શિબિરમાં દાખલ થતા જોઈને કલાવતી એકદમ ઊભી થઈ ગઈ સ્વામીનાં ચરણમાં નમસ્કાર કરવા આગળ આવી.

તે નમસ્કાર કરવા નીચે નમે તે પહેલાં જ શંખે પ્રિયતમાના હાથ પકડી લીધા અને કહ્યું; 'પ્રિયે, મેં ઉત્તમ પુરુષ તરીકેનો અધિકાર ગુમાવી દીધો છે...તારા નમસ્કારને લાયક હું રહ્યો નથી.'

કલાવતીએ મૃદુ સ્વરે કહ્યું : ' સ્વામી, પશ્ચાત્તાપની પાવક જ્વાળામાં આપ હતા તે કરતાં યે વધારે વિશુદ્ધ બની ગયા છો. '

કહીને રાજદુલારી સ્વામીનાં ચરણમાં નમી પડી.

' કલા, પ્રથમ મારા દોષની ક્ષમા...'

' સ્વામી, આપ આવું ન બોલો...પત્ની કોઈ દિવસ પોતાના સ્વામીનો દોષ હૈયામા સંઘરતી નથી, અને જ્યારે પત્ની પતિના દોષને સંઘરવો શરૂ કરે છે, ત્યારે તે સાવ સત્ત્વહીન બની જાય છે.' રાજદુલારીએ કહ્યું.

' પ્રિયે, આ તારા ઉદાર હૃદયનો પરિચય છે...પરંતુ હું કેવા સંકુચિત માનસનો હતો કે તપાસ કર્યાં વગર મેં તારી પવિત્રતા પર શંકા રાખી ..

' આજ સુધી જે કંઈ બન્યું તે ભૂલી જાઓ. પુરુષોમાં જો કંઈ પણ દોષ હોય તો તે એક જ છે કે પોતાની પ્રિય વસ્તુને પણ ઘણી વાર શંકાની નજરે જોઇ લે છે. એથી પવિત્રતાને કોઈ કલંક નથી લાગતુ.'

' પુરુષમાં આવો દોષ શા માટે છે તે મારાથી સમજી શકાતુ નથી.'

' આમાં સમજવા જેવું છે પણ શું ? પુરુષનો સ્વભાવ જ કંઇક ઉતાવળિયો હોય છે.. સ્ત્રી જેમ ધૈર્ય અને સમતાની મૂર્તિ છે, તેમ પુરુષ હોતો નથી. આપને મારા પ્રત્યે એવો કયો વહેમ આવ્યો હતો ! ' કલાવતી કશું જાણતી નહોતી એટલે સહજ ભાવે બોલી.

શંખે હીરકવલયની વાત કરી અને પોતે વહેમમા કેવી રીતે પરેશાન થવા માંડયો, તે જણાવ્યું...ત્યાર પછી પોતે કાંડાં કાપવાને મનથી જે વ્યૂહ રચ્યો તે કહ્યો .

આ સાંભળીને રાજદુલારી હસી પડી અને હસતાં હસતા બોલી : ' આ તો કર્મરાજાનુ એક નર્તન હતું, પરંતુ એક રીતે જે કંઇ

બન્યું, તે ઉત્તમ જ થયું. માનવી જ્યાં સુધી કસોટીએ નથી ચડતો ત્યાં સુધી એના જીવનની કિંમત કોઈથી સમજાતી નથી. પછી આપનો વહેમ દૂર કેવી રીતે થયો ?'

રાજા શંખે કપાયેલા કાંડા લગ્નને સારથિ આવ્યો અને હીરક વલય જોઈને તેમાં ભાઈની ભેટનો ઉલ્લેખ વાંચ્યો તે હકીકત કહી

રાજદુલારી કલાવતીએ કહ્યું: 'જે થયું તે ઉત્તમ થયું. જો આ ન બન્યું હોત તો મને પણ સંસારની વિચિત્રતાનો પ્રત્યક્ષ ખ્યાલ આવત નહિ.'

'સંસારની વિચિત્રતા ?'

'હા સ્વામી, સમજવા છતાં માનવી સંસારના મોહમાં અંધ બનતો જ રહે છે. હું પણ એ રીતે અંધ બની ગઈ હતી...મને ય મનમાં થતું, મારા જેવુ કોઈ સુખી નથી... સ્વસ્થ ને ઉદાર સ્વામી, રાજસુખ, અઢળક સંપત્તિ, રૂપ.. આ બધાનો મને ય મનમાં ગર્વ રહ્યા કરતો હતો. માનવીના મનમાં પાંગરતા ગર્વનું ખંડન ન થાય તો માનવી અનંત કાળ સુધી ભવભ્રમણની જાળમાં સપડાઈ જાય છે. હું તો આ પ્રસંગને જીવનનો આશીર્વાદ માનું છું .જો આ પ્રસંગ ન બન્યો હોત તો મને સંસારની મરીચિકા કદી ન સમજાત '

'પ્રિયે તારી વાત સત્ય છે, સંસાર ખરેખર વિચિત્ર છે... પરંતુ એક વાત મારા આશ્ચર્યનું શમન કરી શકતી નથી.'

'કઈ વાત ?'

'કપાયેલા કાંડા પુનર્જીવિત બને એ શું ઓછું આશ્ચર્ય છે ?'

'સ્વામી, પાશવિક બળોમાં પણ જેમ આશ્ચર્ય ભર્યું હોય છે, તેમ સાત્ત્વિક બળોમાં આશ્ચર્ય છૂપાયું હોય છે. તપસ્વી મહારાજે મારા પ્રાણમાં પ્રકૃતિના સત્ત્વો સામે લડી લેવાની પ્રેરણા ભરી અને હું

નવકારમંત્રનું આરાધન કરવા મનમાં ગાંઠ મારીને બેસી ગઈ. તપસ્વી કહેતા હતા કે જગતમાં સતીત્વનું બળ મહાન હોય છે. પરંતુ મારી શ્રદ્ધા તો એ જ છે કે, જે નવકારમંત્ર મોક્ષ સુધી પહોંચાડવાની શક્તિ ધરાવે છે, જે દેવલોક સુધી લઈ જાય છે, જે નવકારમંત્ર જીવનનાં સુખો પૂરવા સમર્થ છે.. તે નવકારમંત્ર શું પ્રકૃતિનાં સત્ત્વશીલ બળોને કશી અસર ન કરી શકે? નવકારની આરાધના કરવાથી મને મારા કાંડા પાછાં મળ્યાં એ મારે મન મોટી વાત નથી...મોટી વાત તો એ છે કે આવાં ક્ષુદ્ર સુખ જો મળી શકતાં હોય તો શાશ્વત સુખ શા માટે ન મળે?'

રાજા શંખ પત્નીના શાંત, નિર્મળ અને તેજસ્વી વદન સામે જોઈ રહ્યો

થોડી પળો સુધી બંને વચ્ચે મૌન છવાયું

નાનું બાળક નિદ્રાની ગોદમાં કોમળ ફૂલના ઢગલા માફક પડયું હતું.

રાત જામતી જતી હતી.

અને આ મૌનનો ભંગ કરતાં કલાવતીએ કહ્યું: 'સ્વામી, મારી એક પ્રાર્થના સ્વીકારશો?'

'પ્રાર્થના? નહિ પ્રિયે. આમ કહીને તુ મને ક્ષુભિત ન બનાવ. તને આજ્ઞા કરવાનો અધિકાર છે અને તારી આજ્ઞાનું પાલન કરવું એ મારા માટે એક કર્તવ્ય છે. કહે ..'

કલાવતી બે પળ સ્વામીના વદન સામે જોઈ રહી ત્યાર પછી તે મૃદુ શાંત સ્વરે બોલી: 'સ્વામી, આ પ્રસંગથી આપને સંસારની વિચિત્રતાનો આભાસ થયો કે નહિ?'

'અત્યારે તારી સાથે આ ચર્ચા કરતી વખતે જ મને આભાસ થયો છે'

'એ પહેલાં!'

'...જો એ પહેલાં આભાસ થયો હોત તો હું ચિતા રચાવીને બળી મરવાનો નિર્ણય ન કરત.' રાજા શંખે કહ્યું

'તો પછી આપણે એક પુરુષાર્થ કરવાનો નિશ્ચય કરવો જોઈએ.'

'કહે ..'

'જ્યાં સુધી સંસાર પ્રત્યે, સંસારનાં સુખો પ્રત્યે મમતા રહેશે ત્યાં સુધી જીવનનો રઝળપાટ કદી અટકશે નહિ. સંસારની વિચિત્રતામાં જ ગૂંગળાવું પડશે અને શાશ્વત સુખ પ્રાપ્ત કરી શકાશે નહિ.'

'તું કહે છે તે સત્ય છે.'

'તો આજથી આપણે એક પ્રતિજ્ઞા કરીએ આપણું બાળક ઉંમરલાયક થાય ત્યારે આપણે સંસારનાં સર્વ સુખોનો ત્યાગ કરીને ભગવાન શ્રી જિનેશ્વરે પ્રરૂપેલા ત્યાગમાર્ગનું અવલંબન લઈએ.' કલાવતીએ પોતાના હૈયામાં ઘોળાતી વાત કહી નાંખી.

રાજા ઘડીભર વિચારમાં પડ્યો. તેના મનમાં થયું, શ્રી જિનેશ્વર ભગવંતોએ પ્રરૂપેલો ત્યાગમાર્ગ અતિ દુષ્કર છે. શું એ માર્ગ પકડી શકાશે? રાજા કશું બોલ્યો નહિ...વિચારમાં પડી ગયો.

કલાવતીએ કહ્યું: 'કેમ સ્વામી? આ તો ઉત્તમમાં ઉત્તમ માર્ગ છે...એ માર્ગ વગર નિષ્પત્તિ થવાની નથી તો પછી...'

રાજા શંખે કહ્યું: 'દેવી, આ માર્ગ પર મને તો જરાયે હરકત નહિ આવે...પરંતુ તારા જેવી કોમલાંગિની ..'

વચ્ચે જ કલાવતી બોલી: 'સ્વામી મારી કાયા કોમળ છે... મન ને આત્મા જરાયે કોમળ નથી જો આપ પ્રસન્ન હૃદયે આજ્ઞા આપશો તો આપના પહેલાં હું એ માર્ગે પગલાં માંડીશ.'

'તો પ્રતિજ્ઞા લેવામાં હું સંમત છું...પણ મારી એક વિનંતિ તારે માન્ય રાખવી પડશે'

'કહો...'

'આપણે બંનેએ સાથે જ દીક્ષા લેવી.'

'જરૂર ..આપણું બાળક દસ વર્ષ પૂરાં કરે એટલે એક દિવસનો યે વિલંબ ન કરવો.'

'કબૂલ...'

અને આ પ્રતિજ્ઞા આપણે ભૂલી ન જઈએ એટલા ખાતર આજથી આપણે દીક્ષા ન લઈએ ત્યાં સુધી બ્રહ્મચર્યનું પાલન કરીએ..

'પ્રિય...'

'મહારાજ, ભોગવવું એ મોટી વાત નથી .. છોડવું એ જ મોટી વાત છે. અને જો આપણે શરીરના મોહમાં જ પાછા સપડાઈ જઈશું તો દીક્ષા નહિ લઈ શકીએ...બીજું બાળક થશે .મોહ વધશે ...સંસારની માયા વધશે...'

રાજા શંખે પત્ની સામે ભાવભરી નજરે જોઈને કહ્યું: 'દેવી, તું કહે છે તે જ સત્ય છે.. ઉત્તમ છે.. અનુપમ છે... મારા દોષનું સંશોધન પણ તો જ થશે. આજની આ પળથી આપણે દીક્ષા લઈએ ત્યાં સુધી મન, વચન અને કાયાથી બ્રહ્મચર્ય પાળવાની હું પ્રતિજ્ઞા લઉં છું.'

'આજ હું ધન્ય બની ગઈ... મારો ગર્વ આજ ચરિતાર્થ બન્યો' કહી કલાવતી ઊભી થઈ.

રાજા પણ ઊભો થયો અને બનેએ આંખો બંધ કરી, હાથ જોડી, ત્રણ નવકાર ગણીને બાળક દસ વર્ષનું થાય એટલે દીક્ષા લેવાની અને બ્રહ્મચર્યના પાલનની પ્રતિજ્ઞા લીધી.

આ ચર્ચામાં રાત્રિ પૂરી થઈ ગઈ હતી ..ઉષાનાં અજવાળ પૂર્વાકાશમાં પથરાયાં હતાં...

જાણે બનેના જીવનને અભિનંદવા વનનાં પંખીઓએ પ્રભાતગાન શરૂ કર્યું હતું...

## : ઉપસંહાર :

રાજા શખ તેજ દિવસે પોતાની નગરી તરફ વિદાય થયો.

નગરીમા રસાલા સાથે પહોંચ્યા પછી પુત્રરત્નની પ્રાપ્તિનો હર્ષ વ્યક્ત કરવા રાજા શખે છૂટે હાથે દાન આપવા માંડ્યુ.

અને... .

કાળ તો ધુમાડાના બાચકા જેવો છે. .કદી કોઈથી પકડી શકાતો નથી, કદી તેને કોઈ સ્થિર કરી શકતું નથી.

રાજકુમાર દશ વર્ષનો થઈ ગયો.

અને બનેના શુભ કર્મના ઉદયના પ્રતાપે મહાપ્રતાપી ને મહાજ્ઞાની શ્રી અમિતતેજ મુનિ વિહાર કરતા શંખપુરમા પધારે છે..

અને રાજદુલારી કલાવતી પોતાના સ્વામી રાજા શખ સાથે સંસારના સર્વ બધનોનો હંમેશ માટે ત્યાગ કરીને ભાગવતી દીક્ષા અગીકાર કરે છે.

કલાવતીના માતા, પિતા, બધુ વગેરે દીક્ષા મહોત્સવમાં આવ્યાં હોય છે

દસ વર્ષના રાજકુમારના હાથમાં રાજદંડ સોંપીને સંસારના સુખો કેવળ સુખાભાસ છે, એ સત્ય સસારને દેખાડવા બંને પતિ-પત્ની શ્રી જિનેશ્વર ભગવંતે પ્રસ્થાપિત કરેલા મુક્તિના માર્ગે આનદપૂર્વક હસતા હૃદયે પગલાં માંડે છે.

શ્રીદત્ત રહી જાય છે . પરતુ મિત્રની દીક્ષા વખતે તે બંને માણસો આજીવન ચોથા વ્રતની પ્રતિજ્ઞા લે છે

સમાપ્ત



નિરંજન
અવનવી
ચિત્રવાર્તાનુ
સરસ સાપ્તાહિક
કિંમત ૫૦ પૈસા.

